હજરતે ફરમાવ્યું છે

"ખોદા જેના વિષે ભલાઈ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# બેહેશતી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું

## ભાગ ૧૦ મો.


ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ કર્તા—

અબ્દુર્રહીમ બીં૦ મૌલવી ગુલામ મોહમ્મદ સાહેક

મેનેજર કુતુબખાના સાહેકીયહ મુ૦ રાંદેર જી. સુરત



રબીઉસ્સાનીની સને ૧૩૪૫ હીજરી

પહેલી આવૃત્તિ ] [ પ્રત ૧૦૦૦





સુરત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, અનાવિલ હોજની બાજુમા આવેલા શ્રી "અનાવિલ બન્ધુ" શ્રી પ્રેસમા ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યુ


કીંમત છ આના.

હજરતે ફરમાવ્યુ છે

"ખોદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમા સમજ આપે છે"

# બેહેશ્તી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું

## ભાગ ૧૦ મો

ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ કર્તા—

અબ્દુરરહીમ બીં૦ મૌલવી ગુલામ મોહમ્મદ સાહેક

મેનેજર કુતુબખાના સઇદીયહ મુ૦ રાંદેર જી સુરત



રબીઉસ્સાની સને ૧૩૪૮ હીજરી

પહેલી આવૃત્તિ                    પ્રત ૧૦૦૦



સુરત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, અનાવિલ સોજની બાજુમાં

આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસમા ગોવિંદજી ડાહ્યાભાઇ

નાયકે છાપ્યું



કીમત છ આના.

# પ્રસ્તાવના.

## ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

બિરાદરાને ઇસ્લામ ! બેહેસ્તી ઝેવર નામની કિતાબ ઉર્દુ ૧૦ ભાગમા ઘણી માન પામી છે. તેના ૯ ભાગનો તરજુમો ગુજરાતીમા થઇ ગયો અને એમા કેટલાક ભાગ તો બે વાર અને કેટલાક ત્રણવાર છપાઇ ગયા છે પણ અત્યાર સુધી આ ૧૦ મો ભાગ તરજુમો થઇ પ્રગટ થયો ન હતો જે ખુદા પાકે મુજ અહનાથી કરાવ્યો એ તેનુ એહસાન છે

એથી પહેલાના ૯ ભાગો લોકોએ ઘણી માનની સાથે જોયા તેમ એને પણ કદરની નીગાહથી જોશે એવી આશા છે અલ્લાહ તઆલા એના બીજા ભાગોની જેમ એને પણ કબુલ કરી લોકોપયોગી બનાવે આમીન

**લી. અબ્દુર્રહીમ બી. મૌલાના ગુલામ મોહમદ સાદેક.**

## બેહેશ્તી ઝેવર ભા૦ ૧૦માનું સાંકળીઉં.




## ઘણો મહેરબાન રહમ કર્તા ખુદાના નામથી.

આ ભાગમા ઘણી ખરી એવી વાતો છે, જેથી દુનિયામા પોતે પણ ચેનથી રહે અને બીજાઓને પણ તકલીફ થાય નહિ આ વાતો જાહેરમા તો દુનિયાની માનમ પડે છે પરતુ રસુલુલ્લાહ (સલ) એ ફરમાવ્યુ છે કે પાકો મુસલમાન તેજ છે જેના હાથ અને જીભથી કોઇને તકલીફ પહોચે નહિ અને આ પણ ફરમાવ્યુ છે કે મુસલમાનને યોગ્ય નથી કે કોઈ સખત તકલીફમા પડી પોતાને બેઆબરૂ કરે, વળી આ પણ આવ્યુ કે રસુલુલ્લાહ (સલ) વાએજમા આ વાતનો ઘણો ખ્યાલ રાખતા કે સાભળનારને કટાળો ન આવે અને આપણુ ફરમાવ્યુ કે કોઇને ઘેર એટલુ મહેમાન રહે નહિ કે જેથી ઘરવાળો ગભરાઇ જાય આથી જણાયુ કે જરૂર વગર તકલીફ ઉડાવવી અથવા કોઇને તકલીફ આપવી અથવા એવી રીતે વર્તવુ જેથી બીજો માણસ ગભરાઇ જાય એ પણ દીનથી વિરૂદ્ધ છે એજ માટે આ કિતાબમા દીનની વાતો સાથે એવી વાતો લખી છે જેથી પોતાને તેમ બીજાઓને પણ આરામ મળે

## કેટલીક તમીજની તથા આરામની વાતો.

(૧) જ્યારે રાત્રે ઘરનો દરવાજો બંધ કરો તો પહેલા ઘરની અંદર સારી રીતે જોઇ લો કે કંઇ કુતરૂ, બિલાડુ તો રહી ગયુ નથી કે કદાચ રાત્રે જાનનુ અથવા કોઇ ચીજનુ નુકસાન કરે અથવા બીજુ કંઇ નહિ તો આખી રાત ખડખડાટ ઉંઘ ઉડાવવા માટે બહુજ છે (૨) પોતાના લુગડા તથા કિતાબોને કદિ કદિ તડકો દેખાડયા કરો (૩) ઘર સાફ રાખો અને દરેક ચીજને તેની જગ્યામા મૂકો (૪) જો પોતાની આરોગ્યતા ચાહો તો પોતાને ઘણો આરામ આપો નહિ, કોઇ મહેનતનુ કામ પોતાને હાથે કર્યા કરો સૌથી સારી ચીજ ઓરતો માટે દળવુ, ખાડવુ અથવા રેંટીયો ચલાવવો છે એથી શરીર તંદુરસ્ત રહે છે (૫) જો કોઇથી મળવા જાવ તો ત્યા એટલી વાર બેસો નહિ અથવા એટલી વાર વાતો કરો નહિ કે તે ગભરાઇ જાય અને તેના કામકાજમા અડચણ થાય (૬) બધા ઘરવાળા આ વાતનો નિયમ કરે કે દરેક વસ્તુની એક જગ્યા મુકર્રર કરી લે અને જ્યારે ઉઠાવે ત્યારે કામ પુરૂ થયા પછી ત્યાજ મૂકી દે જેથી દરેકને વખત પર પૂછવુ કે શોધવુ પડે નહિ અને ઘણી વખતએવુ બને છે કે જગ્યા બદલવાથી કોઇને પણ તે ચીજ જડતી નથી જેથી સૌને તકલીફ થાય છે અને જે ચીજો ખાસ તમારે વાપરવાની હોય તેની જગ્યા પણ મૂકરર રાખો કે જેથી વખત પર હાથ નાખતાજ મળી આવે (૭)રસ્તામા ખાટલો, ચોકી કે કોઇ વાસણ, ઇંટ, પત્થર કે સિલ વગેરે નાખો નહિ ઘણી વખત એવુ બને છે કે અંધારામા અને કોઇ વખત દિવસમા કોઇ હમેશની ટેવ પ્રમાણે જલદી ચાલ્યો આવતો હોય તો ઠોકર ખાઇ પડી જખમી થાય છે (૮) જ્યારે કોઇ તમને કંઇ કામ વિષે કહે તો તે સાભળી હા કે ના નો જરૂર જવાબ આપો જેથી કહેનારને સતોષ થાય નહિતો એમ ન થાય કે કહેનાર સમજે કે એણે સાભળી લીધુ છે અને તમે સાભળ્યુ ન હોય અથવા તે સમજે કે તમે આ કામ કરી આપશો અને તમારી મરજી ન હોય તો નાહક બીજો માણસ ભરોસા પર રહે (૯) ખાવામા નમક સહેજ ઓછુ નાખ્યા કરો કેમકે ઓછાનો ઇલાજ થઇ શકે છે પરતુ વધુનો તો કંઇ ઉપાયજ નથી (૧૦) દાળમા કે શાક, ભાજીમા મરચા કાતરીને નાખો નહિ બલકે વાટીને નાખો કેમકે કાતરીને નાખવાથી બીયા તેના ટુકડાઓમા રહે છે અને કોઇ ટુકડો મોઢામા આવી જાય છે તોતે બીયાના લીધે આખા મોઢામા આગ લાગી જાય છે (૧૧) જો રાત્રે પાણી પીવાની જરૂર પડે તો અજવાળામા પાણીને સારી રીતે જોઇ લો નહિ તો લોટા વગેરેને કપડુ લગાડી દો કે જેથી કોઇ એવી તેવી ચીજ મોઢામા આવી જાય નહિ (૧૨) નાના બાળકોને હસવામા ઉછાળો નહિ તેમ કોઈ બારી વગેરે પર લટકાવો નહિ ખુદાપાક બચાવે કદાચ એવુ ન થાય કે હાથથી છૂટી જાય અને હસવાનુ ખસવુ થઈ જાય એવીજ રીતે તેમની પાછળ પણ દોડો નહિ રખેને પડી જાય અને વાગી બેસે (૧૩) જ્યારે વાસણ ખાલી થઇ જાય તો તેને હમેશ ધોઇ ઉંધુ મૂકો અને ફરી જ્યારે તેને વર્તવાની જરૂર પડે તો પણ ફરીથી ધોઇ લો (૧૪) અગર વાસણને જમીન પર મૂકી ખાવુ કાઢો તો તેવુજ ખુનચા અથવા દસતરખાન પર મૂકો નહિ પહેલા તેના નીચે જોઇ સાફ કરી લો, (૧૫) કોઇના ઘેર મહેમાન જવુ થાય તો તેનાથી કોઇ ચીજની ફરમાશ કરો નહિ કેટલીક વખત તે ચીજ ઘણી નજીવી હોય છે પરતુ ઘરવાળો તેને પુરી કરી શકતો નથી જેથી નાહક તે શરમાશે (૧૬) જ્યા માણસો બેઠા હોય ત્યા બેસી થુકવુ કે નાક સાફ કરવી નહિ જો જરૂર હોય તો એક બાજુપર જઇ સાફ કરી લો (૧૭)

ખાતી વખતે એવી ચીજોના નામ લો નહિ કે જેથી સાભળનારને અણગમો થાય કેટલાક નાજુક મીજાજવાળાઓને ઘણી તકલીફ થાય છે (૧૮) બામારની સામે અથવા તેના ઘરવાળાઓની આગળ જીદગીથી ના ઉમેદ થઇ જાય એવી વાતો કરો નુહિ નાહક દિલ તુટી જશે, બલકે દિલાસાની વાતો કરો કે ઇનશાઅ'લાહ બધુ દુખ મટી જશે (૧૯) જો કોઇની છુપી વાત કરવી હોય અને તે પણ ત્યાજ હોય તો આખથી કે હાથથી તેના તરફ ઇશારો કરવો નહિ નાહક તેને વહેમ આવશે અને આ પણ ત્યારેજ છે કે તે વાતનુ કરવુ શરીઅતથી દુરૂસ્ત હોય, અને જો દુરૂસ્ત ન હોય તો એવી વાતજ કરવી ગુનો છે (૨૦) વાત કરતી વખતે હાથ વધારે હલાવો નહિ (૨૧) દામન, બાય કે કપડાના છેડાથી નાક લુછો નહિ (૨૨) જાજરૂની× ખુડીમા તહારત કરો નહિ હાથ પાણી માટે બીજી ખુડી રાખો (૨૩) સપાટ હમેશ ખખેરીને પહેરો કદાચ તેમા કોઇ દુખ આપનાર જાનવર બેઠુ હોય (૨૪) કોઇ છુપી જગ્યા પર કોઇને ગડગુમડ હોય તો તેને એમ ન પૂછો કે કઇ જગ્યાએ છે આ વગર કારણે તેને શરમાવવુ છે* (૨૫) આવવા જવાની જગ્યાએ બેસો નહિ તમને તેમજ બીજાઓને તકલીફ થશે (૨૬) શરીર તેમજ કપડામા ગદકી થવા ન દો જો ધોબીને ત્યાના ધોએલા કપડા ન હોય તો પહેરેલા કપડાનેજ ધોઇ નાખી નહાઇ લો (૨૭) માણસો બેઠા હોય તે વખતે ઝાડુ દેવાડો નહિ (૨૮) ગોટલા છાલ કોઇની ઉપર ફેકો નહિ. (૨૯) ચપ્પુ, કાતર, સોય અથવા એવી બીજી કોઇ વસ્તુથી રમો નહિ વખતે અજાણથી વાગી બેસે (૩૦) જ્યારે કોઇ મહેમાન આવે તો સૌથી પહેલા તેને જાજરૂ દેખાડી આપો અને તરતજ તેની સવારીના ઉભા રહેવા માટે અને બળદ, ઘોડા માટે ખાસ પુજાનો બદોબસ્ત કરી આપો અને ખાવામા એટલુ તકલ્લુફ કરો નહિ કે તેને વખત સર ખાવુ મળે નહિ ખાવુ વખતસર રાધી લો જોકે સાદુ કેમ ન હોય અને જ્યારે તેનો જવાનો ઇરાદો થાય તો સવારમા વહેલા તેને નાસ્તો તૈયાર કરી આપો, મતલબ કે તેના આરામ અને કામમા નુકસાન આવે નહિ (૩૧) જાજરૂ અથવા ગુસલખાનામાથી નાડુ બાધતા બાધતા નીકળો નહિ બલકે અદરજ સારી રીતે બાધી બહાર આવો (૩૨) કોઇ તમને કઈ વાત પૂછે તો પહેલા તેનો જવાબ આપો પછી બીજા કામે વળગો (૩૩) જે વાત કહો અથવા કોઇ વાતનો જવાબ આપો, તો સારી રીતે મોઢુ ખોલી સાફ વાત કહો કે બીજો માણસ સારી રીતે સમજી જાય (૩૪) કોઇને કઇ ચીજ આપવી હોય તો દૂરથી ફેકો નહિ જો તેના હાથમા આવશે નહિ તો નુકસાન થશે માટે પાસે જઇ આપો (૩૫) જો બે માણસો પઢતા પઢાવતા હોય અથવા વાતો કરતા હોય તો તેમની વચ્ચે જઇ શોર કરવો અથવા બીજા કોઇથી વાત કરવી જોઇએ નહિ+ (૩૬) જો કોઈ કઇ કામમા અથવા કોઈની સાથે વાતોમા લાગી હોય તો જતાજ તેની સાથે પોતાની વાત શરૂ કરો નહિ બલકે જ્યારે તમારા તરફ ધ્યાન આપે તોજ મોકો જોઈ વાત કરો (૩૭) જ્યારે કોઇને કઇ ચીજ આપવી હોય તો જ્યા સુધી સામાવાળો તેને સારી રીતે પકડે નહિ ત્યા સુધી પોતાના હાથ-

× અને મરદોએ જાજરૂમા પાણી લઇ જવુ જોઇએ નહિ બલકે ઢેલા લઇ જાય ફરી ગુસલખાનામા હાથ પાણી લે કર્ત્તા

* વળી પુછવુ પણ નકામુ છે કેમકે જ્યારે જણાઇ ગયુ કે પરદાની જગાએ છે તો પછી વધારે પૂછવાની શુ જરૂર છે

+ બલકે એવા વખતપર સલામ પણ કરો નહિ જ્યારે તે લોકો પોતાનુ કામ કરી તમારી તરફ ધ્યાન આપે ત્યારે સલામ કરી વાત કરો અ.

માથી છોડો નહિ કેટલીક વખત વચ્ચે પડી જઇ નુકસાન થાય છે (૩૮) જો કોઇની ઉપર પખાથી હવા નાખવી હોય તો ઘણોજ ખ્યાલ રાખો કે માથામા અથવા શરીરમા કે કપડામા વાગે નહિ અને એટલા જોરથી પણ નાખો નહિ કે બીજો કાયર થાય (૩૯) ખાતી વખતે એક જગ્યા પર હાડકા ભેગા કરો તેમજ કોઇ ચીજના છલતા વગેરે ચારે બાજુ ફેલાવો નહિ જ્યારે બધા એકઠા થઇ જાય, એક બાજુ પર નાખી દો (૪૦) ઘણી ઉતાવળથી તેમજ મો ઉચુ કરી ચાલો નહિ નહિ તો પડી જશો (૪૧) કિતાબને ઘણી સભાળની સાથે બધ કરો ઘણી વખત આગળ પાછળના પાના વળી જાય છે (૪૨) પોતાના ધણીની આગળ બીજા કોઇના મહરમ મર્દની તારીફ કરવી નહિ ઘણા ખરા મર્દોને ના લાગે છે (૪૩) એવીજ રીતે બીજી સ્ત્રીઓની તારીફ પણ ધણીની આગળ કરો નહિ કદાચ તેનુ દિન તે ઓરત પર લોભાઇ જાય અને તમારા ઉપરથી દિલ ઉતરી જાય (૪૪) જે સ્ત્રી સાથે તમારા સહેલા ન હોય તો તેની મુલાકાત વખતે તેનાથી તેના ઘરનો કે માન, દોલત, ઘરેણા, પોશાક નો હાલ પૂછો નહિ (૪૫) દરેક માસમા ત્રણ કે ચાર દિવસ એવા નીમી લો કે તેમા આખા ઘરની સફાઈ કરી લો જાળા ઉતારી બિછાણા (ફરશ) ઉઠાવી ખખેરી દરેક ચીજને તેની જગ્યા પર મૂકી દો (૪૬) કોઇની આમેથી લખેલો કાગળ અથવા મૂકેલી કિતાબ લઇ જોવી નહિ જો તે કાગળ હાથનો લખેલો હોય તો કદાચ તેમા કઇ ભેદની વાત લખી હોય, અને જો છાપેલી હોય તો પણ કદાચ તેમા કોઈ એવો છુપો કાગળ લખીને મૂક્યો હોય (૪૭) દાદર ઉપર ઘણુ સભાળીને ચઢો અને ઉતરો બલ્કે બેહતર આ છે કે જે પગથીઆ પર એક પગ મૂકો હોય તેનાજ ઉપર બીજો પણુ મૂકી દૃઆગલા પગ થીઆ પર એવીજ રીતે પગ મૂકો, અને આ પ્રમાણે કે એક પગથીઆ પર એક પગ અને બીજા પર બીજો પગ ખાસ કરી છોકરીઓ તથા ઓરતો માટે સારૂ નથી અને નાના છોકરાઓને પણ રોકો (૪૮) જ્યા કોઇ બેઠુ હોય ત્યા લુગડુ અથવા કિતાબ કે બીજી કોઇ ચીજ એવી રીતે ઝાટકો નહિ કે બેઠેલા માણસ ઉપર પડે એવીજ રીતે મોઢાથી કે કપડાથી પણ ઝાટકવુ નહિ બલકે ત્યાથી દૂર જઇ સાફ કરવુ જોઇએ (૪૯) કોઇના ગમ કે દુખની અથવા બીમારીની કઇ ખબર સાભળો તો જ્યા સુધી પાકી ખબર ન મળે ત્યા સુધી કોઇને કહો નહિ પણ ખાસ કરી તેના સગા સબધીઓને તો કદિપણ કહો નહિ કારણકે જો ખોટી વાત હશે તો બીજાઓને હેરાન કર્યા જેથી તે લોકો એને પણ ખરૂ ખોટુ કહેશે કે શા માટે એવી ખોટી વાત ઉડાવી (૫૦) એવીજ રીતે સહેજ સાજ બીમારી કે તકલીફની ખબર પણ પર દેશમા સગા વહાલાને કાગળથી કરો નહિ (૫૧) દીવાલો પર થુકો નહિ પાનની પીચકારી મારો નહિ એવીજ રીતે તેલમા ખરડાએલા હાથ દીવાલ અથવા બારણાથી લુછો નહિ બલકે ધોઈ નાખો (૫૨) જો દસ્તરખાન ઉપર બીજી તરકારીની જરૂર હોય તો ખાનારની સામેથી વાસણ ઉઠાવો નહિ બીજા વાસણમા લઇ આવો (૫૩) કોઈ માણસ હીડોળા પર કે ખાટલા પર બેઠો હોય અથવા સુતો હોય તો તને હલાવો નહિ જો તેની પાસેથી જાવ તો એવી રીતે ચાલો કે તેમા ઠોકર કે ઘુટણુ વાગે નહિ અને જો હીડોળા ઉપર કંઇ ચીજ મૂકવી હોય તો ધીમેથી મૂકો તેમજ કોઇ ચીજ લેવી હોય તો પણ ધીમેથી ઉપાડો (૫૪) ખાવા પીવાની કોઇ પણ વસ્તુ ઉઘાડી રાખો નહિ એટલા સુધી કે કોઇ ચીજને દસ્તરખાન ઉપર પણ મૂકો, અને તેના ખાવામા વાર હોય અથવા છેવટમા ખાવાની હોય તો તેને ઢાકી રાખો (૫૫) મહેમાનને જોઇએ કે જ્યારે પેટ ભરાઇ જાય ત્યારે થોડીક રોટી, તરકારી દસ્તરખાનમા જરૂર રહેવા દે જેથી ઘરવાળાઓને એવો વહેમ પડે નહિ કે મહેમાનને

ખાણુ ધરી પડયુ આથી તેઓ શરમાઇ જાય છે (૫૬) જે વાસણ તદ્દન ખાલી હોય તેને તાખમા કે દુલાબમા મૂકવુ હોય તો ઉંધો મૂકો (૫૭) ચાલવામા પુરો પગ ઉચકી આગળ મૂકો ઘસેડીને ચાલો નહિ એથી સપાટ ફાટી જાય છે અને ખોટુ પણ દેખાય છે (૫૮) પીછોડી કે ઓઢણીના છેડાનો ઘણો ખ્યાલ રાખો કે તે ભોય પર ઘસડાય નહિ (૫૯) જો કોઇ મીઠુ અથવા બીજી કોઇ ખાવા પીવાની વસ્તુ તમારાથી માગે તો વાસણમા લાવી આપો હાથમા લાવો નહિ (૬૦) છોકરીઓની સામે કોઇ બેશરમીની વાત કરો નહિ નહિ તો તેમની શરમ છુટી જશે

## કેટલીક ખરાબી અને તકલીફની વાતો જે ઓરતોમાં હોય છે.

(૧) એક ખરાબી આ છે કે વાતનો વાજબી જવાબ આપતી નથી કે જેથી પુછનારને શાતી થાય કેટલીક આમ તેમની વાતો મેળવે છે અને ખરી વાત તો જણાતીજ નથી હમેશ ધ્યાન રાખો કે જે કોઇ કંઈ પૂછે તેનો મતલબ સારી પેઠે સમજી ફરી તેનો જરૂર જેટલો જવાબ આપો

(૨) એક ખરાબી આ છે કે કોઇ કામ માટે તેમને કહેતો સાભળી ચુપ થઈ રહે છે કહેનારને આ શક રહે છે કે ખુદા જાણે તેણીએ સાભળ્યુ છે કે નહિ કેટલીક વખત ભુલથી એમ સમજાઇ છે કે સાભળ્યુ હશે પણ ખરૂ જોતા સાભળ્યુ ન હોય તો ભરોસા ઉપર તે કામ રહી જાય છે અને જ્યારે પૂછવામા આવે તો મે સાભળ્યુ નથી એમ કહી છુટી પડે છે મતલબ કે તે કામ તો રહીજ ગયુ અને કેટ લીક વાર ભૂલથી સાભળ્યુ નથી એમ સમજી તેણે બીજી વાર કહ્યુ તો તે બિચારાની ખબર લઈ નાખે છે કે સાભળ્યુ, સાભળ્યુ કેમ જાન ખાય છે મતલબ કે ત્યારે પણ પોત પોતામા નારાજી થાય છે જો પહેલીજ વખતે એમ કહી દેત કે વારૂ તો બીજાને ખબર થઈ જાત.

(૩) એક ખરાબી આ પણ છે કે નોકર ણીને જે કામ બતાવશે અથવા કોઇને ઘરમા કઇ વાત કહેશે તો આઘેથી બુમ પાડીને કહેશે એમા બે ખરાબીઓ છે એક તો બેશરમી અને અને બેપરદગી કે બહાર દરવાજા સુધી બલક ઘણી ખરી વખત તો રસ્તા ઉપર અવાજ પહોચે છે. બીજી ખરાબી આ કે દૂરથી કહેવામા કઈકિ વાત સમજી અને કઇક ન સમજી જેટલુ સમજી નહિ તેટલુ કામ બન્યુ નહિ હવે શેઠાણી ગુસ્સે થઈ કહે છ કે તે આ કામ કેમ ન કર્યુ અને તે જવાબ આપે છે કે મે તો સાભળ્યુ-જ નથી મતલબ કે ખુબ રકઝક થાય છે અને કામ બગડયુ તે જુદુ એવીજ રીતે નોકરણીઓ પણ દરવાજા પરથીજ પોકાર કરતી આવે છે એમા પણ કઇ સમજાયુ ન સમજાયુ થાય છે તમીજની વાત આ છે કે જેની સાથે વાત કરવી હોય તેની પાસે જઈ અથવા તેને પોતાની પાસે બોલાવી ધીમેથી સારી રીતે સમ જાવી કહો અને જ્યાર કોઇ કઈ કહે તેને ધ્યાન દઇ સાભળો

(૪) એક ખરાબી આ છે કે કોઈ વસ્તુ ની જરૂર હોય અથવા ન હોય પણ સહેજ પસદ આવી કે તરત લઇ લીધી પછી ઉધાર પણ ભલે હોય તેની કાઇ પરવા હોતી નથી. અને જો રોકડથીજ હોય તો પણ પોતાના પૈસાને આવી રીતે બગાડવા એ શુ અક્કલની વાત છે? વળી નકામો ખરચ કરવાથી ગુનો પણ થાય છે જ્યા ખરચ કરવુ હોય તો પહેલા સારી પેઠે વિચારી લો કે એમા ખરચ કરવામા કોઈ દીનનો ફાયદો કે દુનિયાની જરૂર પણ છે જો વિચાર

---

કેટલીક ઓરતોને અવાજના પરદાનો તદ્દન ખ્યાલ હોતો નથી અને જુવો તો અવા જનો પરદો પણ ચહેરાના પરદા મુજબ વાજેબ છે જેથી ગુનેહગાર થાય છે દરેક વાતથી પરદાનો ઘણો ખ્યાલ રાખવો જોઇએ

અહમદ હસન.

વાથી જરૂર કે ફાયદો જણાય તો ખરચ કરવો નહિ તો પૈસા બગાડો નહિ અને કરજતો બનતા સુધી લેવુજ નહિ જો કે થોડી ઘણી તકલીફ પણુ થાય તો તેને સહી લે

(૫) ખરાબી આ કે જ્યારે કઇ જવુ હોય શહેરમાજ અથવા સફરમા તો નકામો વખત ગાળી મોડુ કરે છે જો સફરમા જવુ હોય તો મઝલેપર મોડી પહોચશે અને જો રસ્તામા રાત પડી ગઇ તો જાનમાલનો જોખમ, અને જો ગરમીના દિવસ હશે તો તડકામા પોતે પણુ તપશે અને બાળકોને પણુ ઇજા પહોચશે, અને જો વરસાદની મોસમ હશે તો એકતો વરસાદ પડવાની બીક બીજુ કાદવમા ગાડીનુ ચલવુ મુશ્કેલ થશે જો ઘરથી વેળાસર નીકળે તો તેમા દરેક રીતે આરામ મળે અને જો શહેરમાજ જવુ હોય તો પણુ ગાડીવાળા ઉભા ઉભા હેરાન થાય છે * વળી વાર લગાડી જવામા પાછા ફરતા વાર લાગશે જેથી પોતાના કામોનુ નુકસાન અને રાધવા કરવામા મોડુ થશે

(૬) એક ખરાબી આ છે કે સફરમા જરૂરથી વધુ સામાન લઇ જાય છે જેથી જાનવરને પણુ તકલીફ અને બેસવાની જગ્યા પણુ તગ થઈ જાય છે અને સૌથી વધારે પીડા માયેના મરદોને થઇ પડે છે તેમને સાચવવુ પડે છે, કદી લાદવુ પડે છે, મજુરીના પૈસા પણુ તેમનેજ આપવા પડે છે મતલબ કે બધી વાતોની ફીકર તે બીચારાઓની જાન પર પડે છે અને પોતે આરામથી ગાડીમા બેસી રહે છે સફરમા સામાન થોડો લઇ જવાથી દરેક વાતે આરામ મળે છે એવીજ રીતે આગગાડીની મુસાફરીમા પણુ ધ્યાન રાખો બલકે આગગાડીમા વધારે સામાન લઇ જવાથી એથી પણુ વધુ તકલીફ થાય છે

(૭) એક ખરાબી આ છે કે ગાડી વગેરેમા બેસતી વખતે મરદોને કહી દીધુ કે મોહુ ઢાકીલો અથવા એક ખુણામા સતાઈ જાવ અને બેસી ગયા પછી તે લોકોને ખબર અપાતી નથી કે હવે પરદો નથી એમા બે ખરાબી છે, કદીતો તે બાપડા મોહુ ઢાકી બેસી નકામી તકલીફ ઉઠાવે છે અને કદી એવુ પણુ થાય છે કે તેઓ આસરે સમજે છે કે હવે પરદો નથી જેથી મોહુ ઉઘાડી નાખે છેઅથવા સામે આવી જાય છે જેથી બેપરદગી થાય છે આ બધી ખરાબી બીજી વખતન કહેવાની છે નહિતો સર્વને માલમ થઇ જાય કે બીજી વખત ખબર અપાય છે તો તેની રાહ જુવે અને કહ્યા વિના કોઇ સામે આવે નહિ

(૮) એક ખરાબી આ છે કે જવા માટે હજુ તૈયાર પણુ થઇ નથી છતા અડધા કલાક પહેલા પરદો કરાવી દીધો અથવા રસ્તો બધ કરાવી દીધો નાહક ખુદાની મખલુકને તકલીફ થઇ રહી છે અને હજુ સુધી પોતે ઘરમા નકામા ચોચલા કર્યા કરે છે

(૯) એક ખરાબી આ છે કે જના જાય છે ગાડીમાથી ઉતરી ઝટ ઘરમા પેસી જાય છે ઘણી વખત ઘરનો કોઇ મરદ અદર હોય છે તે સામે આવી જાય છે માટે તમને જોઇએ કે ગાડીમાથી ઉતરના પહેલા કોઇ નોકરણી વગેરેને ઘરમા મોકલી તપાસ કરીલો અને પોતાના આવવાની ખબર આપો જો કોઇ મરદ વગેરે હશે તો અલગ થઇ જશે જ્યારે તમે જાણી લો કે ઘરમા કોઇ મરદ નથી ત્યારે ઉતરીને અદર જાવ

(૧૦) એક ખરામી આ છે કે જ્યારે બે ઓરતો વાતો કરે છે તો ઘણી વખત એમ થાય છે કે એકની વાત પુરી થવા પહેલા બીજી

* એ હેરાની ઉપરાત કે ગાડીવાળા ખોટી થાય છે અને તેના બદલામા કઈ ભાડુ વધારે આપવામા આવતુ નથી માટે ઓરતો ગુનેગાર થાય છે, કદાપી એવુ થઈ જાય તો ગાડીવાળાઓથી કસુર માફ કરાવવી જરૂરી છે અથવા કઈ ભાડુ વધારે આપી રાજી કરવા એ બહેતર છે, **અહમદ હસન**

બોલી ઉઠે છે બલકે કેટલીક વખત તો બને સાથે બોલવામાડે છે પોત પોતાની હાકે જાય છે અને એક બીજીની વાતો સાભળતીજ નથી વાર એવી વાતો કરવાથી શુ ફાયદો ? હમેશ ધીયાન રાખો કે જ્યારે એકની વાત પુરી થાય ત્યારેજ બીજીએ બોલવુ જોઇએ

(૧૧) એક ખરાબી આ છે કે ઘરેણા અને કદી રૂપીઆ પૈસા પણ બે પરવાઇથી તકીયા નીચે મૂકી દીધા અથવા તાકમા ઉઘાડા મૂકી દીધા તાળુ કુચી હોના છતા સુસ્તીથી તેમા સભાળીને મૂકતી નથી ફરી કોઇ ચીજ ખોવાઇ જાય તો દરેકનુ નામ લેતી ફરે છે

(૧૨) એક ખરાબી આ છે કે તેમને એક કામ માટે મોકલો તો જઇને બીજા કામે વળગી જાય છે અને જ્યારે બન્ને કામોથી પરવારી રહે ત્યારે પાછી આવે છે એમા મોકલનારને ઘણી તકલીફ અને ગભરાટ થાય છે કેમકે તેણે તો એક કામનો હિસાબ કરી રાખ્યો છે કે આટલી વારનુ છે જ્યારે તેટલી વાર થઇ જાય છે તો તેને ફીકર થવા લાગે છે પણ આ બુદ્ધિ શાળી કહે છે કે લાવને આવી છુ તો સાથે બીજુ કામ પણ કરી લઉં એવુ કરો નહિ પ્રથમ પહેલુ કામ કરી તેનો હુકમ પુરો કરી દો ફરી પોતે નીરાતે બીજુ કામ કરો

(૧૩) એક ખરાબી આ છે કે એક વખતના કામને બીજા વખતપર ટાળી મૂકે છે એથી ઘણી વખત નુકસાન થાય છે

(૧૪) એક ખરાબી આ છે કે વખત વિચારી કામ જલદીથી કરી લેતી નથી દરેક વખત મીજાજમા રહે છે આ મીજાજમાને મીજાજમા કેટલીક વખત અસલ કામ બગડી જાય-છે અને ફરી તેનો વખત જતો રહે છે

(૧૫) એક ખરાબી આ છે કે કોઈ વસ્તુ ખોવાઈ જાય તો તપાસ કર્યા વિના કોઇની ઉપર તોહમત મૂકી દે છે એટલે જેણે કોઇ વખત કઇ ચોરી કરી હતી તો બે ધડક કહી દીધુ કે બસ તેનુજ કામ છે આશુ જરૂરી છે કે બધા એમો એકજ માણસે કર્યા હોય? એવીજ રીતે બીજી બુરી વાતોમા પણ સહેજ શક ઉપરથી પાકુ યકીન કરી બેસે છે

(૧૬) એક ખરાબી આ છે કે પાન તમાખુનો* એટલો બધો ખરચ વધારી દે છે કે બિચારો ગરીબ માણસ ઉઠાવી શકતો નથી અને શેઠયાઓને ત્યાં તેટલા ખરચમા ચાર પાચ ગરીબોનુ ભલુ થઇ શકે એને ઘટાડવો જોઇએ

(૧૭) એક ખરાબી આ છે કે તેમની સામે બે જણ કઇ વાત કરતા હોય તો વગર પૂછે પરછે પણ વચ્ચે ડહાપણ કરે છે અને સલાહ આપવા લાગે છે જ્યા સુધી તમારાથી કોઇ સલાહ પછે નહિ ત્યા સુધી ગુગી બેરી બનીને બેસી રહો

(૧૮) એક ખરાબી આ છે કે ઓરતોમા થી આવીને બધી ઓરતોની સુરત શીકલ તેમના પોશાક, ઘરેણાની વાત પોતાના ખાવિંદની આગળ કરે છે કદાપી ખાવિંદનુ દિલ તેના ઉપર લાગી ગયુ અને તેના ખિયાલમા પડી ગયો તો તમને કેટનુ મોટુ નુકસાન પહોચશે+

(૧૯) એક ખરાબી આ છે જ્યારે તેમને કોઇની સાથે કઇ વાત કરવી હોય તો તે બીજો માણસ ગમે તેવા કામમા હોય અથવા બીજી કઈ વાત કરી રહ્યા હોય તો કદી પણ થોભશે નહિ કે તેનુ કામ કે વાત પુરી થવા પછી વાત કરીશુ બલકે તેની વચ્ચે કૂદી પડશે, આ બુરી વાત છે થોડીવાર થોભવુ જોઇએ જ્યારે

*જે તમાખુના ખાવાથી મોઢામા વાસ આવે તેનુ ખાવુ નકામો ખરચ હોવા છતા દુર્ગંધને લીધે પણ મકરૂહ છે અ० હસન

+ અને જો તેણે તમારી તારીફ કરવાથી કોઇ ના જાએઝ કામ ઝીના વગેરે કર્યુ તો તે ગુનાનો સબબ બનવાનો તમને પણ ગુનો થશે ખુબ સમજી લો અ હસન

તમારી તરફ ધ્યાન આપે ત્યારે તેનાથી વાત કરો !

(૨૦) એક ખરાબી આ છે કે મહા અધુરી વાત કરશે સદેશો પણ અધુરો પહોચાડશે જેથી ઉલટુ સમજાશે આથી કેટલીક વખત તો કામ બગડી જાય છે અને કોઇ વખત આ ભુલના કારણે બે માણસોમા રંજ પેદા થાય છે

(૨૧) એક ખરાબીઆ છે કે જ્યારે તેમ નાથી વાત કરવામા આવે તો ધ્યાન દઇ સારી પેઠે સાભળશે નહિ વચમા બીજુ કઇ કામ કરી લીધુ અથવા બીજા કોઇથી વાત કરી લીધી આથી વાત કરનારને સતોષ થતો નથી તેમ કામ પુરૂ થવાનો પણ ભરોસો પડતો નથી કેમકે જ્યારે પુરી વાતજ સાભળી નથી તો તે કામ કેવી રીતે કરશે

(૨૨) એક ખરાબી આ છે કે પોતાની ભૂલને કદી પણ કબુલ કરશે નહિ બનતા સુધી વાત બનાવશે

(૨૩) એક ખરાબી આ છે કે કહીથી થોડી ચીજ કે નજીવી ચીજ એમના હિસ્સામા આવશે તો તેને મેણા મારશે કે એવી ચીજ એને ઘેર ગઇ મોકલવાની શુ જરૂર હતી, મોકલતા પણ શરમ આવી નહિ આ સારી વાત નથી તેની એટલીજ હિમત હતી તમારૂ તો કઈ તેણે મગાડયુ નથી અને ઘણી સાથે પણ ઓરતોની એજ ટેવ છે કે રાજી થઈને કોઇ ચીજ લેતી નથી દરેક વાતે એમ કાઢી રદ કરી પછી કબુલ કરે છે

(૨૪) એક ખરાબી આ છે કે તેમને કઇ કામ બતાવો તો પહેના બડબડાટ કરી લેશે ફરી તે કામને કરશે વારૂ જ્યારે તે કામ કર વુજ છે તો પછી આ વાહીયાતથી શુ ફાયદો ? ફોગટમા બીજાને પણ સતાવ્યો

(૨૫) એક ખરાબી આ છે કે પહેરેલાજ કપડાને સીવે છે કેટલીક વખત તો સોય પણ પેસી જાય છે નમમા શા માટે તકલીફમા પડવુ

(૨૬) એક ખરાબી આ છે કે (સાસરે) આવતી જતી વખતે જરૂર રડે છે ભલે રડવુ આવે કે ન આવે પણ આ બીકથી રડે છે કે વખતે કોઇ એમ કહેશે કે એને તો મોહબ્બત નથી ?

(૨૭) એક ખરાબી આ છે કે ઘણી વખત તકીયામા અથવા એમજ સોય પડતી મૂકી ઉઠી જાય છે અને જો કોઇ અજાણથી આવી બેસી જાય તો તેને ભોકાઇ જાય છે

(૨૮) એક ખરાબી આ છે બચ્ચાઓને ગરમી કે સરદીથી બચાવતી નથી જેથી બીમાર થઇ જાય છે પછી તાવીજ ફલીતા કરાવતી ફરે છે પણ દવા દારૂ કરતી નથી અને ફરી પણ કાળજી રાખતી નથી

(૨૯) એક ખરાબી આ છે કે છોકરાઓને ભૂખ વિના ખવડાવી દે છે અથવા મહેમાનને જબર જસ્તી ખવાડે છે જેથી ભૂખ વિના ખાવાની તકલીફ તેમને ઉઠાવવી પડે છે

## કેટલીક અનુભવની અને ઇનતેઝામની વાતો.

(૧) બનતા સુધી પોતાના બે છોકરા કે છોકરીઓની શાદી એકજ વખતે કરો નહિ કેમકે વહુઓમા તેમ જમાઇઓમા જરૂર ફેર હશે છોકરાઓ કે છોકરીઓની સુરતમા કે શણગારમા અથવા ખુબ સુરતીમા કે હયા શરમમા કઇને કઇ ફેર જરૂર હશે વળી બીજી પણ ઘણી વાતોમા ફેર પડી જાયછે અને લોકોને વાતો કરવાની તેમ એકને વધારવા ઘટાડવાની ટેવ હોય છેજ તેથી નાહક બીજાનુ દિલ દુખેછે,

(૨) દરેકના ઉપર ભરોસો ન રાખો તેમ કોઇને ભરોસે ઘર મૂકી જાવ નહિ મતલબકે જ્યા સુધી કોઇની દરેક વાતે સારી રીતે પરિક્ષા કરો નહિ ત્યા સુધી તેનો ભરોસો કરવો નહિ ખાસ કરી શહેરોમા કોઇનો હજીયાણી બની કબુમાનો ગેનાફ લઇ અને કોઇ તાવીજ, ગડા ફુક, ઝાળ કરતા કોઇ ફાલ જોતા, કોઇ કઇ તમાશો લઈ

ઘરોમા પેસતીઓ ફરેછે તેવીઓને ઘરમા પેસવા જદો નહિ દરવાજા પરથીજ મનાઇ કરો એવી ઓરતોએ ઘણા ખરા ઘરોની સફાઇ કરીનાખીછે

(૩) કલમદાન કે પાનદાન જેમા રૂપીઆ પૈસા, ઘરેણા ગાઠા મૂકતી હો કદિ પણ ઉઘાડુ મુકીને ઉઠો નહિ તાળુ દઈ અથવા પોતાની સાથે લઇ ઉઠો

(૪) બનતા સુધી સોદો ઉધાર મગાવો નહિ જો કદી ઘણીજ લાચારીએ મગાવવુ પડે તો ભાવ પુછી તારીખ સાથે લખીએ અને જ્યારે પૈસા આવે તરત આપી દો

(૫) ધોબણના કપડા, દળનારીનુ અનાજ અને તેની દળાઈ એ સર્વેનો હિસાબ લખ્યા કરો મોઢે યાદ રાખવા પર બરોસો કરો નહિ,

(૬) બનતા સુધી ઘરનો ખર્ચ કરકસરથી કરો બનકે જેટલુ ખરચ તમને મળે તેમાથી પણ કઇક બચાવી રાખો

(૭) જે ઓરતો બહારથી ઘરમા આવે છે તેમની સામે એવી વાત કરો નહિ જેને તમે જાહેર કરવા માગતા નથી, કેમકે એવી સ્ત્રીઓ એક ઘરની વાતો દશ ઘેર જઇ કહ્યા કરે છે

(૮) આટો (લોટ) ચોખા અટકળથી પકાવો નહિ, પોતાના ખરચનો અદાજો કરી બને વખત બધી ચીજો માપી, તોળી ખરચ કરો, કોઇના મેણાની પરવા કરો નહિ

(૯) જે છોકરીઓ બહાર નીકળે છે તેમને તદન ઘરેણા પહેરાવો નહિ એમા જાન મલ બનેનો ડર છે

(૧૦) જો કોઇ મરદ દરવાજા પર આવી તમારા ખાવિદ અથવા બાપ કે ભાઇની સગાઇ કે દોસ્તી જાહેર કરે તો પણ તેને ઘરમા પરદો કરવા છતા બોલાવો નહિ તેમજ કોઈ કીમતી ચીજ પણ તેને આપો નહિ અજાણ્યાની જેમ ખાવુ વગેરે મોકલી આપો જ્યા સુધી તમારા ઘરનો કોઇ મરદ તેને ઓળખે નહિ, ત્યા સુધી વધારે મોહબ્બત કરો નહિ એવીજ રીતે એવા માણસની મોકલેલી ચીજને પણ કદી વાપરો નહિ તેને ખોટુ લાગવાની પરવા કરો નહિ

(૧૧) એવીજ રીતે જો કોઇ અજાણી ઓરત ગાડી વગેરે કઇ લઇને આવી કહે કે તમને ફલાણા ઘેરથી મને તેડવા મોકલી છે કદી પણ તેના કહેવાથી ગાડીમા બેસો નહિ મતલબ કે અજાણ્યા માણસના કહેવા પર કોઇપણ કામ કરો નહિ તેમ પોતાના ઘરની ચીજ પણ તેને આપો નહિ, ચોહે મરદ હોય કે ઓરત પોતાના નામથી લે અથવા બીજાના નામથી માગે

(૧૨) એવુ ઝાડ કે જેના ફળથી માર વાગવાનો ડર હોય જેમકે કોઠી તેને ઘરમા રહેવા દેવુ નહિ

(૧૩) ટાઢમા કપડા જરા વધારે પહેરો, કેટલીક ઓરતો કપડા ઓછા પહેરે છે, જેથી કદી સળેખમ થઈ જાય છે અને કદી તાવ આવી જાય છે

(૧૪) બચ્ચાઓને મા, બાપ તેમજ દાદાનુ નામ પણ યાદ કરાવી દો, અને વખતોવખત પૂછતા રહો કે જેથી તેને યાદ રહે એથી આ ફાયદો છે કે ખુદા ન કરે જો બચ્ચુ ખોવાઇ જાય અને કોઇ તેને પુછે કે તુ કોનો છોકરો છે? તારા મા-બાપ કોણ છે? જો તે છોકરાને નામ યાદ હશે તો બતાવી આપશે ફરી તેને કોઇ પણ તમારી પાસે પહોચતો કરશે અને જો યાદ ન હોય તો જવાબ આપશે કે મા નો છુ બાપ(બાજી)નો છુ એ ખબર નથી કે મા કોણ અને બાપ કોણ છે

(૧૫) એક જગ્યાએ એક સ્ત્રી પોતાના છોકરાને મૂકી કઇ કામ માટે ચાલી ગઇ, પાછળથી એક બિલાડીએ આવીને તેને એટલા નખુરીયા ભર્યા કે મરી ગયો આથી બે વાતો જણાઇ એક તો આ કે બચ્ચાને કદી એકલુ ન રાખવુ જોઇએ, બીજી એકે કુતરા બિલાડા વગેરે જાનવરનો

કઈ ભરોસો નહિ કેટલીક ઓરતો એવકુફી કરી બિલાડીઓને પોતાની સાથે સુવાડે છે વારૂ તેનો શુ ભરોસો રાત્રે કઇ ધોકામા પ જો કે દાત મારી દે અથવા ગળુ પકડી લે તો શુ કરી લો

(૧૬) દવા હમેશ હકીમને દેખાડી પછી ખૂબ સાફ કરીલો કદાચ એવુ બને છે કે અનાડી ગાધી કઇની કઇ દવા આપી દે છે કોઈવિખત તેમા એવી ચીજ મળેલી હોય છે જેની તાસીર સારી હોતી નથી અને જે દવા શીશીમા કે દાબડીમા અથવા પડીકામા બચી રહી હોય તેના ઉપર એક કાગળની ચીઠ્ઠી ચોટાડી તે દવાનુ નામ લખી દો કેટલીક વખત એવુ બને છે કે તે દવાની પીછાન રહેતી નથી જેથી તે ગમે તેટલી કીમતી હોય પણ ફેંકી દેવી પડે છે અને કેટલીક વખત ગલત યાદ રહી ગયુ અને બીજી બીમારી પર ભૂલથી વાપરી અને તેણે નુકસાન કર્યું

(૧૭) લેહાજની જગ્યાએથી પૈસા કરજ લો નહિ અને વધારે આપો પણ નહિ એટલુ આપો કે જો વસુલ પણ ન થાય તો તમને ભારે પડે નહિ

(૧૮) જ્યારે કોઇ મોટુ કામ કે નેક કામ કરો તો પ્રથમ કોઇ સમજુ દીનદાર હિતેચ્છુ માણસથી સલાહ લઇ લો

(૧૯) પોતાની માલમતા, રૂપિઆ, પૈસા સતાડીને રાખો દરેકની આગળ તેની વાત કરો નહિ

(૨૦) જ્યારે કોઇને કાગળ લખો તો પુરૂ સરનામુ ખુલા શબ્દોમા લખો અને ફરી જ્યારે તેજ જગ્યાએ કાગળ લખો તો એમ ન સમજો કે પહેલા કાગળમા તો સરનામુ લખ્યુ હતુ હવે શુ જરૂર છે કેમકે ખુદા જાણે પહેલો કાગળ છે કે નહિ જો ન હોય તો બીજા માણસને કેટલી અડચણ પડશે વખતે તેને મોઢે પણ યાદ ન હોય અથવા અજાણુ હોવાથી બીજાને તે બતાવી શકે નહિ

(૨૧) જો આગગાડીમા સફર કરવાની જરૂર પડે તો પોતાની ટીકીટ ખુબ સભાળીને રાખો અથવા સાથેના મરદોની પાસે રાખો અને ગાડીમા ગફલતથી વધારે ઉઘો નહિ કોઇ મુસાફર ઓરતથી પોતાના દિલનો ભેદ કહો નહિ તેમજ પોતાના ઘરેણા અને સામાન વિષે પણ વાત કરો નહિ અને કોઇની આપેલી વસ્તુ પાન કે મીઠાઇ કે ખાણુ કઇ પણ ખાવુ નહિ અને ઘરેણા પહેરી ગાડીમા બેસો નહિ બલકે ઉતારીને પેટી વગેરેમા મુકી દો જ્યારે ઠેકાણે પહોચી જાવ ત્યારે જે જોઇએ તે પહેરો

(૨૨) સફરમા થોડાક પૈસા પોત્તાની પાસે જરૂર રાખો

(૨૩) ગાડા માણસને છેડો નહિ, તેમ તેનાથી વાત પણ કરો નહિ, તેને ભાન ન હોવાથી ખુદા જાણે શુ કહી દે અથવા કઇ કરી બેસે તો પછી તમને શરમિંદગી અને ખેદ થાય

(૨૪) અંધારામા ઉઘાડે પગે કોઇ જગ્યાએ ચાલો નહિ અંધારામા હાથ પણ કઇ નાખો નહિ પહેલા બત્તા લઇ ફરી હાથ નાખો

(૨૫) પોતાનો ભેદ દરેકને કહો નહિ કેટલાક લોકો અધુરાઓને પોતાનો ભેદ કહી મના કરે છે કે કોઇને કહેશો નહિ આથી એવા માણસો વધારે કહેવા લાગે છે

(૨૬) જરૂરી દવાઓ હમેશ પોતાના ઘરમા રાખો

(૨૭) દરેક કામનુ પરિણામ પહેલા વિચારી ફરી તે કામ કરો

(૨૮) ચીની અને કાચના વાસણો અને સામાન પણ જરૂર વગર વધારે રાખો નહિ એમા ઘણા રૂપીઆ બરબાદ થાય છે

(૨૯) જો ઓરતો રેલ્વેમા બેસે અને તેમની સાથેના મરદો બીજી જગ્યાએ બેઠા હોય તો જે સ્ટેશને ઉતરવુ હોય ત્યા ગાડી પહોચતાજ સ્ટેશનનુ નામ સાભળી કે પાટીઆ ઉપર વાચી ઉતરવુ જોઇએ નહિ કેટલાક શહેરોના બે બે

ત્રણ ત્રણ સ્ટેશનો હોય છે વખતે તેમની સાથેનો મરદ બીજા સ્ટેશને ઉતરે અને આ અહીં ઉતરી પડે તો બને હેરાન થશે અથવા મરદની આંખ લાગી ગઇ અને તે અહીં ન ઉતર્યો અને આ અહીં ઉતરી જાય તો પણ મુસીબત માટે પોતાના ઘરનો મરદ જ્યારે આવી જાય ત્યારે ઉતરે

(૩૦) પઢેલી ઓરતો સફરમા પોતાની સાથે મસલાઓની એક કિતાબ, કાગળ, પેન-શીલ થોડાક પોષ્ટ કાર્ડ અને વુજુનુ વાસણ જરૂર રાખે *

(૩૧) સફરમા જનાર માણુસને બનતા સુધી કોઇ ચીજની ભલામણ કરવી નહિ કે ફલાણી ચીજ ફલાણે ઠેકાણેથી ખરીદી લાવજો અથવા ફલાણી વસ્તુ ફલાણે ઠેકાણે મુકેલી છે તે પોતાની સાથે લેતા આવજો અથવા આ સામાન લઇ જાવ ફલાણાને આપી દેજો આવી ભલામણોથી ઘણી વખત બીજા માણુસને ઇજા પડે છે બીજુ જો તે માણુસ બેપરવા હોય તેના ભરોસા પર તમને નુકસાન થશે માટે જે ચીજ મગાવી હોય અથવા મોકલવી હોય રેલ્વે મારફતે મગાવી અથવા મોકલાવવી અને જો અહી મળતી હોય તો મોંઘી પણ લઇ શકો છો પોતાના સહેજ ફાયદા માટે બીજાઓને હેરાન કરવા એ બહેતર નથી કેટલાક કામ નાના સરખા હોય છે પણ તેના બંદોબસ્તમા ઘણી બેચેની થાય છે અને જો બહુજ લાચારીથી મગાવવી પડે તો પૈસા પહેલા આપો, અને જો રેલ્વેમા આવે જાય તો કઇક પૈસા વધુ પણ આપો કે વખતે તેની સાથે પોતાનો પણ સામાન અને બધો મળી રસીદ લેવાની જરૂર પડે

(૩૨) રેલ્વેમા અથવા બીજા કોઇ સફરમા અજાણ્યા માણુસની આપેલી ચીજ કદિ ખાવી નહિ કેટલાક હરામખોરો કઈ ઝેર અથવા કેફી વસ્તુ ખવાડી માલ સામાન લઇ નાસી જાય છે

* વોઝુ માટે વાસણ દરેક ઓરતને સાથે રાખવુ જોઇએ પઢેલી હોય કે ન હોય એ હસન

(૩૩) રેલ્વેની જલદીમા આ વાતનો ખિયાલ રાખો કે જે કલાસની ટીકીટ હોય તેના બદલે બીજા કલાસમા બેસી જવાય નહિ.

(૩૪) સીવતા જો કપડામા સોય અટકી જાય તો તેને દાતથી પકડી ખેચો નહિ કદાચ ભાગી જઇ અથવા લપસી જઇ તાળવામા કે જીભમા પેસી જાય છે

(૩૫) એક નરેણી નખ કાપવા માટે જરૂર પોતાની પાસે રાખો જેથી નખ કાપવામા આરામ રહે

(૩૬) તૈયાર દવા કદિ પણ વાપરો નહિ જ્યા સુધી તેનો પુરો નુસખો કોઇ અનુભવી સારા હકીમને દેખાડી રજા લો નહિ ખાસ કરી આખમા તો એવી ચીજ કદિ પણ નાખવીજ નહિ

(૩૭) જે કામમા પૂરો ભરોસો ન હોય તેમા બીજાને કદિ ભરોસો આપવો નહી નહી તો તકલીફ અને રજ થશે

(૩૮) કોઇના કામમાં દખલ અને સલાહ આપો નહિ અલબત જેના ઉપર પુરો ઇખ્તેયાર હોય અથવા તે પૂછે તો કઇ વાધો નથી

(૩૯) કોઇને રોકવા પર અથવા ખાણુ ખાવા પર જબરજસ્તી કરવી નહિ કેટલી વખત બીજાને તકલીફ અને ગભરાટ થાય છે એવી મોહબ્બતથી શુ ફાયદો જેનુ પરિણામ નફરત અને ઠપકો હોય

(૪૦) એટલો બોજો ઉઠાવો નહિ જે મુશ્કેલીએ ઉઠાવાય કેટલાક માણુસોને અમે જોયા છે, કે નાનપણમા બોજો ઉઠાવી લીધો, જેથી કઇ બગાડ પેદા થઇ ગયો અને આખી ઉમરની પીડા ઉભી કરી ખાસ કરી છોકરીઓ અને ઓરતો ઘણોજ ખિયાલ રાખે તેમના શરીરના સાધા, રગો વધારે કમજોર અને નરમ હોય છે

(૪૧) સોયો કે સોય અથવા બીજી કોઇ એવી અણીદાર ચીજ પડતી મૂકી ઉઠો નહિ સજોજે

કોઇ ભૂલથી તેના ઉપર આવી બેસે અને તેને ભોકાઇ જાય

(૪૨) માણુસના ઉપરથી કોઈ વજનની ચીજ તેમ ભયભરેલી (જેમ ચપ્પુ, છરી વગેરે) અને ખાણુ પાણી પણુ કોઇના ઉપરથી આપો નહિ વખતે હાથમાથી છુટી જાય

(૪૩) કોઇ બચ્ચાને કે શાગરિદને સજા આપવી હોય, તો જાડી લાકડી કે લાત મુક્કીથી મારો નહિ ખુદા બચાવે જો કઇ નાજુક જગ્યાએ વાગી બેસે તો લેવાની દેવા થઈ જાય અને ચહેરા પર તેમજ માથા પર પણુ મારો નહિ

(૪૪) જો કોઇ ઠેકાણે મેમાન જાવ અને પોતે ખાઇ લીધુ હોય તો જતાજ ઘરવાળાઓને ખબર આપીદો કેમકે તે શરમથી પુછશે નહિ અને છાનામાના ખાનાની ફીકર કરશે ખાનાનો વખત હોય કે ન હોય તેમણે તકલીફ ઉઠાવી રાધ્યુ જ્યારે સામે આવ્યુ ત્યારે તમે કહ્યુ કે અમે તો ખાઇ લીધુ છે તો તે વખતે તેમને કેટલો ખેદ થશે તો પ્રથમથીજ કેમ ન કહી દેવુ જોઇએ એવીજ રીતે બીજો કોઇ તમારી દાવત કરે અથવા તમને રોકે તો ઘરવાળાને* પૂછી લો અને કોઇ એવોજ મોકો હોય કે તમારે પોતે મજુર કરવી પડે તો ઘરવાળાને એવા વખતે ખબર આપો કે તે રાધે નહિ

(૪૫) જે જગ્યા અદબ અને બેહાઝતી હોય ત્યા વેચાણુ ખરીદ ઠીક નથી કેમકે એવી જગ્યાએ ન તો વાત સાફ થઇ શકે છે અને ન તો (પૈસાની) માગણી થઇ શકે છે એક બીજો પોત પોતાના દિલમા જુદુ જ સમજે છે પરિણામ સારૂ થતુ નથી

(૪૬) ચપ્પુ વગેરેથી દાત ખોતરો નહિ

(૪૭) પઢનાર બાળકોને હમેશ મગજ શકિત માટે કોઇ ચીજ ખવાડયા કરો

(૪૮) બનતા સુધી રાત્રે એકલા ઘરમા રહો નહિ ખુદા જાણે શુ બનાવ બને પણુ

*એટલે જેને ઘેર મેહમાન હોય તેને પૂછી લો

લાચારીની વાત બીજી છે, કેટલાક માણુસો એમજ મરી ગયા અને કેટલાક દિવસો વિત્યા પછી લોકોને ખબર થઇ

(૪૯) નાના બાળકોને કુવા પર ચઢવા દો નહિ બનકે જો ઘરમા કુવો હોય તો તે ઉપર ઢાકણુ બનાવી દરેક વખત તાળુ દઇ રાખો અને તેમને બધણો, (લોટો) આપી પાણી લેવા મોકલો નહિ વખતે ત્યા જઈ પોતેજ ડોલ ખેચવા લાગે

(૫૦) જે પત્થર, ઇ ટ ઘણા દિવસ એકજ જગ્યાએ પડયા રહેછે, ઘણુ કરી તેના નીચે વીછી વગેરે પેદા થઈ જાય છે તેને એકદમ ઉઠાવો નહિ બનકે સારી પેઠે જોઈ તપાસીને ઉપાડો

(૫૧) બીસતરા પર જ્યારે સુવો તો તેને ફરીથી ઝાટકી નાખો કદાચ કોઈ જાનવર ચઢી ગયુ હોય

(૫૨) રેશમી તથા ગરમ કપડાઓની ઘડીઓમા લીમડાના પાનરા અને કાપુર રાખ્યા કરો એથી કીડા લાગતા નથી

(૫૩) જો ઘરમા રૂપિઆ પૈસા દાટો તો ઘરમા એક બે માણુસોને જેમના ઉપર પૂરો ભરોસો હોય તેને દેખાડી દો, એક ઠેકાણે એક ઓરત ધણીની કમાઇના પાચસો રૂપિઆ દાટીને મરી ગઇ તેની જગ્યા કોઇને બરાબર માલમ પડી નહિ બધુ ઘર ખોદી નાખ્યુ પણ પતો લાગ્યો નહિ તે બિચારો ગરીબ માણુસ હતો ખિયાલ કરો કે તેને કેટલો ખેદ થયો હશે

(૫૪) કેટલાક માણુસો તાળુ દઇ કુચી પણુ ત્યાજ આમતેમ મૂકી દે છે એ મોટી ભૂલ છે

(૫૫) ગ્યાસતેલ ઘણુ નુકશાન કારક છે તેને બાળવુ ન જોઇએ અને દીવામા દીવેટ (બત્તી) પોતાના હાથે બનાવીને નાખે જે બહુ જાડી કે બહુ પાતળી પણુ ન હોય કેટલીક બેતમીજ નોકરણીઓ બહુજ જાડી બત્તી નાખી દેછે જેથી મફતમા બમણુ તમણુ તેલ બરબાદ થાય છે

અને દીવામા બત્તી ઉસકવા માટે ખાસ એક લાકડી અથવા લોઢા કે પીતળનો તાર જરૂર રાખવો નહિ તો આગળી બગાડવી પડેછે, અને સાવચેતથી દીવાને ઓલવે એવી રીતે તેના ઉપર હાથ મારે નહિ કે દીવો પોતાની ઉપર આવી પડે બલકે તેને માટે પખો કે કપડુ યોગ્ય (મુનાસબ) છે નહિ તો છેવટે મોથી ઓલવે

(૫૬) રાત્રે રૂપિઆ વગેરે ગણવા હોય તો બહુજ ધીમેથી ગણો અવાજ થાય નહિ એના હજારો દુશ્મન છે

(૫૭) દીવાને ઘરમા બળતો મૂકી જાય નહિ એવીજ રીતે સળગતી દીવાસળીને ફેંકો નહિ તેને ઓલવીને ફેંકો અથવા ફેંકી સપાટ વગેરેથી મસળી નાખો કે તેમા તદન ચણગરી રહે નહિ

(૫૮) બચ્ચાઓને દીવાસળીથી, આગથી કે આતશબાજીથી કદી રમવા દો નહિ અમારી પાડોશમા એક છોકરો દીવાસળી ખેચી રહયો હતો કે પહેરણમા આગ લાગી અને છાતી બળી ગઇ એક ઠેકાણે આતશબાજીથી એક છોકરાનો હાથ ઉડી ગયો

(૫૯) જાજરૂ વગેરેમા દીવો લઇ જાવ તો ઘણી સભાળ રાખો લુગડામા લાગી જાય નહિ ઘણા લોકો એવી રીતે બળી મૂવા છે ખાસ કરી ગ્યાસતેલ તો બહુજ ગજબનુ છે

---

## બાળકોની સભાળ વિષે બયાન

(૧) દરરોજ બચ્ચાના હાથ, મ્હોં, ગળુ, કાન, ગ્રાડા વગેરે ભીના કપડાથી ખૂબ સાફ કરી દેવા મેલ જમવાથી માસ ગળી જઇ જખમ પડી જાય છે

(૨) જ્યારે ઝાડો, પેશાબ કરે તો તરતજ પાણીથી ઘોઈ નાખો ખાલી ચીથડાથી લુછવા પર બસ કરો નહિ એથી બચ્ચાના બદન પર ખુજલી થઇ જાય છે અગર શીઆળાની મોસમ હોય તો પાણી સહેજ ઉનુ કરી લેવુ.

(૩) તેને જુદો સુવાડે અને તેની સભાળ માટે તેની બને તરફ બે ખાટલાઓ મેળવીને પાથરે અથવા તેના બને પાસામા તકીયા મૂકી દે જેથી પડી ન જાય સાથે સુવાડવામા એ બીક કે વખતે ઉંઘમા કઇ પાસા તળે દબાઇ જાય, હાથ પગ તો નાજુક હોય છેજ જો તકલીફ થાય તો તાજુબ નથી એક ઠેકાણે એવીજ રીતે એક છોકરૂ રાત્રે દબાઇ ગયુ અને સવારે મરેલુ મળ્યુ

(૪) બચ્ચાને હીંચકાની ટેવ વધુ પાડવી નહિ, કેમકે દરેક ઠેકાણે હીંડોળો મળતો નથી અને ખોળામા પણ વધુ રાખવો નહિ, એથી બચ્ચુ કમજોર થઈ જાય છે

(૫) નાના બાળકને એવી ટેવ પાડવી કે દરેકની પાસે આવી જાય એક માણસની સાથે વધારે હળી જવાથી જો તે મરી જાય અથવા નોકરીથી દુર કરવામા આવે તો બચ્ચાની મુસીબત થઇ પડે છે

(૬) જો બચ્ચાને પારકી ઓરતનુ દુધ પાવુ હોય તો એવી તજવીજ કરવી જોઇએ કે જેનુ દુધ સારૂ હોય જુવાન હોય, અને તેનુ દુધ તાજુ હોય એટલે તેનુ બચ્ચુ છ, સાત મહીનાથી મોટુ ન હોય અને તે ચલણની સારી હોય, દીનદાર હોય, બેવકુફ, બેશરમ, બદચલણ, કજુસ લાલચુ હોય નહિ

(૭) જ્યારે બચ્ચુ ખાતા શીખે તો નોકરણી (આયા) પર તેના ખાવાનો આધાર રાખે નહિ બલકે પોતે પોતાની અથવા કોઇ તમીજદાર માતબર માણસની સામે ખવડાવ્યા કરે જેથી વધારે ખાઇ બીમાર ન થાય અને બીમારીમા દવા પણ પોતાની સામે તૈયાર કરાવી પીવાડવી

(૮) જ્યારે કઇક સમજણ આવે તો તેને પોતાના હાથે ખાવાની ટેવ પાડવી અને ખાતા પહેલા હાથ ધોવાડી આપવા, અને જમણા હાથે ખાતા શીખવવુ, અને થોડુ ખાવાની ટેવ

પાડવી જેથી બીમારી અને હીરસથી દુર રહે

(૯) મા–બાપ પોતે પણ ધ્યાન રાખે તેમજ જે મરદ કે ઓરત બચ્ચાપર મુકરર હોય તે પણ ધ્યાન રાખે કે બચ્ચુ દરેક વખત ચોખ્ખુ સાફ રહે જ્યારે મોહુ, હાથ મેલા હોય કે તરતજ ધોવડાવી દેવો

(૧૦) બનતા સુધી દરેક વખત કોઈ બચ્ચાની સાથે રહે, રમતી વેળા ધ્યાન રાખે, વધુ દોડવા કે કુદવા દે નહિ ઉચી જગ્યા ઉપર લઇ જઇ રમાડે નહિ સારા માણુસોના છોકરાઓ સાથે રમાડે કમીનાઓના બાળકો સાથે રમવા દે નહિ તેમ છોકરાઓમા વધારે ન રમવા દે, ગલીઓમા કે સડકપર રમાડે નહિ બજાર વગેરેમા તેને લઇ ફરે નહિ તેની દરેક વાતો જોઇ વખત પ્રમાણે તેને અદબ કાયદા શીખવે નકામી વાતોથી તેને રોકે

(૧૧) નોકરને તાકીદ કરવી કે તેને બીજી જગ્યાએ કઇ ખવાડે નહિ અગર કોઇ તેને ખાવાપીવાની ચીજ આપે તો ઘેર લાવી મા બાપની સામે મૂકી દે પોતે ખવાડે નહિ

(૧૨) બાળકોને એવી ટેવ પાડવી કે પોતાના વડીલો સિવાય બીજા કોઇથી કઇ ચીજ માગે નહિ તેમજ વગર પુછે કોઇની આપેલી ચીજ લે નહિ

(૧૩) બચ્ચાને વધારે લાડ, પ્યાર કરે નહિ નહિ તો બગડી જશે

(૧૪) બાળકોને વધુ તગ કપડા પહેરાવે નહિ અને વધારે ગોટા, કિનારી પણ લગાડે નહિ હા ઇદ, બકરીઇદમા કઇ વાધો નથી

(૧૫) બાળકોને મજન, દાતણુ કરવાની ટેવ પાડવી

(૧૬) આ કિતાબના સાતમા ભાગમા જે અદબ અને કાયદાઓ ખાના, પીવા, બોલવા, ચાલવા, મલવા, ઉઠવા, બેસવાના લખ્યા છે તે સર્વની બચ્ચાઓને ટેવ પાડવી આ ભરોસા પર ન રહે કે મોટા થઈ પોતે શીખી લેશે. અથવા તે વખતે એને પઢાવી શુ યાદ રાખો કે પોતાની મેળે કોઇ શીખતુ નથી અને પઢ વાથી જાણકાર થાય છે પણ ટેવ પડતી નથી અને જ્યા સુધી અનેક વાતોની ટેવ ન હોય ત્યા સુધી ગમે તેટલો પઢેલો ગણેલો હોય હ મેશ તેનાથી બે તમીજી, નાલાયકી અને દીલ દુખાવાની વાતો થતી રહે છે અને થોડુક પાચમા ભાગના તથા નવમા ભાગના છેવટમા બચ્ચાઓ વિષે લખ્યુ છે ત્યા જોઇ તે વાતોનો પણ ધ્યાન રાખે

(૧૭) પઢવા ભણુવામા બચ્ચા ઉપર વધુ મહેનત નાખે નહિ શરૂઆતમા એક કલાક પઢવાનો મુકરર કરે ફરી બે કલાક, ફરી ત્રણુ કલાક એવીજ રીતે તેની તાકાત પ્રમાણે મહે નત લેતા રહે એવુ ન કરે કે આખો દિવસ પઢાવ્યા કરે એક તો થાકી જવાથી બચ્ચુ ગભરાઇ જશે વળી વધારે મહેનતથી દિલ, મગજ ખરાબ થઇ ઝહેન અને યાદશકિતમા ખગાબી આવશે અને બીમારોની પેઠે સુસ્ત રહેવા લાગશે જેથી પઢવામા જીવ લગાડશે નહિ

(૧૮) નિયમીત રજાઓ સિવાય ઘણી જરૂર વિના વખતોવખત રજા આપવી નહિ એથી તબીયત ઉદાસ થઇ જાય છે

(૧૯) બનતા સુધી જે ઇલમ કે જે હુન્નર શીખાડે એવા માણુસથી શીખાડે જે ઇલ-મમા કામિલ (પ્રવીણુ) હોય કેટલાક લોકો સસ્તો પઢાવનાર રાખી તેનાથી પઢાવે છે પહે લાથીજ ઢબ બગડી જાય છે ફરી તેનુ સુધા રવુ ઘણુ મુશકેલ થઈ પડે છે

(૨૦) હમેશ સહેલો સબક (પાઠ) બપોર પછી મોકરર કરવો અને અઘરો સબક સવારે કેમકે પાછલા વખતમા તબીઅત થાકી જાય છે જેથી મુશકેલ સબકથી ગભરાશે

(૨૧) બચ્ચાઓને ખાસ કરી છોકરીઓને રાધતા અને સીવતા જરૂર શીખવવુ

(૨૨) શાદીમા છોકરા છોકરીની ઉમરમા વધારે તફાવત હોવાથી ઘણી બુરાઇઓ થાય છે

(૨૩) તેમજ છેક નાની વયમા પણ શાદી કરવાથી ઘણા નુકસાન છે

(૨૪) છોકરાઓને સમજાવો કે સૌની સામે ખાસ કરી છોકરીઓ અને ઓરતોની સામે ખડુ કરે નહિ

## કેટલીક નેકીઓ અને નસીહતની વાતો

(૧) થઇ ગએલી વાતનુ કોઇને મેણુ મારવુ ઘણુ ખોટુ છે ઓરતોમા એવી બુરી ટેવ હોય છે કે જે વાતોની સફાઇ અને માફી પણ થઇ ચુકી હોય છતા જ્યારે કોઈ નવી વાત થઈ કે તરતજ આગલી વાતોને લઇ બેસે છે એથી ગુનો પણ છે તેમજ દિલોમા ફરીથી રંજ અને દુશમનાઇ વધી જાય છે

(૨) પોતાની સાસરીની શિકાયત પીયરમા જઇ કદી કરો નહિ કેટલીક શિકાયતોનો ગુનો પણ છે અને એ બેસબરીની વાત છે અને ઘણુ કરી એથી બને તરફ અણબનાવ પણ થઈ જાય છે એવીજ રીતે સાસરીમા પીયરની મોટાઇ કે ત્યાની તારીફ કરો નહિ એમા પણ કોઇ વખત ફખર અને ગરૂરનો ગુનો થઇ જાય છે અને સાસરીવાલા સમજે છે કે વહુ અમને બેકદર સમજે છે તેથી તેઓ પણ તેની બેકદરી કરવા લાગે છે

(૩) વધારે બકવાની ટેવ પાડો નહિ. નહિ તો ઘણીખરી વાતોમા કોઇની કોઇ એવી વાત જરૂર નીકળી જાય છે જેનુ પરિણામ દુનિયામા દિલગીરી અને આખેરતમા ગુનો થાય છે

(૪) બનતા સુધી પોતાનુ કામ બીજાથી લેવુ નહિ પોતાના હાથે કરો બલકે બીજાઓનુ કામ પણ કરી આપો કે જેથી સવાબ પણ થશે અને દરેકની મોહબ્બત વધશે

(૫) જે ઓરતો ઘરમા આવી આમતેમની વાતો સભળાવે તેમને મોઢે લગાડો નહિ તેમજ તેમની વાત પણ ધ્યાન દઇ સાભળો નહિ એવી વાતો સાભળવાથી ગુનો થવા છતા કોઇ વખત ફસાદ પણ થઇ જાય છે

(૬) જો પોતાની સાસુ, નણદ, દેરાણી, જેઠાણી અથવા દીએર કે બીજા કોઈ સગા સબધીની શિકાયત સાભળો તો તેને દિલમા રાખો નહિ બહેતર આ છે કે તેને જુઠ માની દિલથી કાઢી નાખો જો એટલી હિમત ન હોય તો જેણે કહ્યુ હોય તેની સામે વાતની સફાઇ કરીલો એથી ફસાદ વધતો નથી

(૭) નોકરોપર દરેક વખતે સખતાઇ કરો નહિ અને પોતાના બચ્ચાઓની સભાળ રાખો કે તેઓ નોકરોને અથવા તેમના બચ્ચાઓને સતાવે નહિ કેમકે એ લોક શરમને લીધે મોઢે તો કઇ કહેશે નહિ પણ દિલમા તો જરૂર ભાડશે અને જો ભાડે પણ નહિ તો જુલમનો વબાલ અને ગુનો તો જરૂર થશેજ

(૮) પોતાનો વખત નકામી વાતોમા ગાળો નહિ પોતાનો ઘણો ખરો વખત આ કામ માટે રાખે કે તેમા છોકરીઓને કુરઆન શરીફ તથા દીનની કિતાબો પઢાવો જો વધારે ન થઇ શકે તો કુરઆન શરીફની પછી આ કિતાબ બેહેસ્તી ઝેવર પહેલાથી છેલ્લા સુધી તો જરૂર પઢાવો છોકરીઓ પોતાની હોય કે બીજાની, દરેક માટે આ વાતનો ધ્યાન રાખો કે તેમને જરૂરી હુન્નર પણ આવડી જાય પણ કુરઆન શરીફ ખતમ થવા પહેલાં બીજુ કઇ પણ કામ લો નહિ જયારે કુરઆન શરીફ પુરૂ થઇ જાય અને દોર પણ કરી લે તો પછી સવારે પઢાવો ફરી જ્યારે છુટી થવા બાદ ખાઈ લે ત્યારે લખાવો, પછી બાકીના દિવસમા સીવ્વા પરોવ્વાનુ તથા રાધવાનુ કામ શીખાડો

(૯) જે છોકરીઓ તમારી પાસે પઢવા આવે તેમનાથી પોતાના ઘરનું કામ કરાવો નહિ બલકે તેમને પણ પોતાની ઓલાદ મુજબ રાખો

(૧૦) નામના માટે કોઇ ચીતા કે કોઇ મોટુ કામ પોતાના ઉપર નાખો નહિ જેથી ગુનો અને મુસીબત બને થાય છે

(૧૧) કઇ જવા આવવા માટે વગર કારણે કપડા બદલવા, બધા ઘરેણા પહેરવા જરૂરી સમજો નહિ કેમકે એમા એજ ખ્યાલ હોય છે કે જોનાર માણસ અમને મોટા સમજે તો એવી નીયત કરવીજ ગુનો છે વળી એથી જવામા પણ મોડુ થાય છે જેથી અનેક તરેહના નુકસાન થાય છે તમીઅતમા નરમી અને સાદા પણુ રાખો કદી જે કપડા પહેર્યા હોય તેજ પહેરી ચાલ્યા જાવ કદી વધુ મેલા થઇ ગયા હોય અથવા એવો કોઇ મોગ હોય તો સાદી રીતે જલદીથી કપડા બદલી લો

(૧૨) કોઇથી બદલો લેતી વખતે તેના ખાનદાનના કે મરેલાઓના એબ કાઢો નહિ એમા ગુનો થાઇ છે અને નાહક બીજાઓને રંજ પણ થાય છે

(૧૩) બીજાની ચીજ જ્યારે વાપરી રહો અથવા વાસણ ખાલી થઈ જાય કે તરતજ મોકલી આપો સજોગે જો કોઇ તે વખતે લઇ જનાર મળે નહિ તો તેને પોતાની વાપરવાની ચીજો સાથે ભેગી કરો નહિ તદન જુદી રાખો કે તે ચીજ ખોવાય નહિ તેમ છતા કોઇની ચીજ તેની રજા સિવાય વાપરવી ગુનો છે

(૧૪) સારૂ ખાના પીવાની ટેવ રાખો નહિ સદા સરખો વખત રહેતો નથી ફરી કોઇ વખતે ઘણી મુસીબત ઉઠાવવી પડે છે

(૧૫) કોઇના ઉપકારને ભૂલો નહિ જો કે તે નાનો હોય અને પોતાના અહેસાન ગમે તેટલા મોટા હોય તો પણ જતાવો નહિ

(૧૬) ફુરસદની વખતે સૌથી સારૂ કામ કિતાબ જોવી છે આ કિતાબની છેવટે કેટલીક કિતાબોના નામ લખ્યા છે તેમને જોયા કરો અને જે કિતાબોની અસર સારી ન હોય તેમને કદી જોવી નહિ

(૧૭) મોટા સાદે કદી બોલવુ નહિ અવાજ બહાર જશે કેટલી મોટી શરમની વાત છે

(૧૮) જો રાત્રે ઉઠો અને ઘરવાળા ઉંઘમા હોય તો ખડખડાટ કરો નહિ અને જોરથી ચાલો નહિ તમે તો જરૂરના લીધે જાગ્યા બીજાઓને શામાટે જગાડવા જે કામ કરો ધીમેથી કરો ધીમેથી બારણુ ઉઘાડો, ધીમેથી પાણી લો, ધીમે થૂંકો ધીમેથી માટલાને ઢાંકી દો

(૧૯) મોટાઓની મશ્કરી કરો નહિ એમ બીની વાત છે અને હલકા લોકો સાથે પણ મજાક કરો નહિ, નહિ તો તેઓ બેઅદબ થઇ જશે ફરી તમને ખોટુ લાગશે અથવા તે લોક બીજે કઇ બેઅદબી કરવાથી બેઇજ્જત થશે

(૨૦) પોતાના કુટુબીઓની કે પોતાની ઓલાદની તારીફ કોઇની આગળ કરો નહિ

(૨૧) જો કોઇ મજલીસમા બધા ઉભા થઇ જાય તો તમારે બેસી રહેવુ જોઇએ નહિ કેમકે એમા ગરૂર જણાય છે

(૨૨) જો બે માણસોમા કઈ અણબનાવ હોય તો તમાર બનની વચ્ચે એવી વાત કહેવી નહિ કે કદી તે બનેનો મેળાપ થઈ જાય તો તમારે શરમાવુ પડે

(૨૩) જ્યા સુધી રૂપીઆ, પૈસા કે કઇ કામ નરમીથી નીકળે ત્યા સુધી સખ્તી અને ભૂંડાશ કરો નહિ

(૨૪) મહેમાનની સામે કોઇની ઉપર ગુસ્સો કરો નહિ એથી મહેમાનનુ દિલ ગુસ્સાથી પહેલાની માફક ખુશ રહેતુ નથી

(૨૫) દુશ્મનની સાથે પણ સદગુણથી વર્તો જેથી તેની દુશ્મનાઇ વધશે નહિ

(૨૬) રોટીના ટુકડા આમતેમ રહેવા દો નહિ જ્યા જુવો ત્યાથી ઉઠાવી સાફ કરી ખાઇ જાવ જો ન ખાઇ શકો તો કોઇ જાનવરને ખવાડી દો અને દસ્તરખાનમા જે દાણા હોય તેને એવી જગ્યાએ નાખો નહિ જ્યા પગ પડતો હોય

(૨૭) જ્યારે ખાઇ રહો તો તે ખાણાને પડતુ મુકી ઉઠી જવુ નહિ એમા બેઅદબી છે બલકે પહેલા વાસણ ઉઠાવડાવો પછી પોતે ઉઠો

(૨૮) છોકરીઓને તાકીદ કરો કે છોકરાઓમા રમે નહિ કેમકે એથી બન્નેની ટેવ બગડે છે અને જ્યારે પરાયા છોકરાઓ ઘરમા આવે જો કે તે નાના કેમ ન હોય પણ છોકરીઓએ ત્યાથી ખસી જવુ જોઇએ

(૨૯) કોઇની સાથે હાથ પગની મશકરી કદી પણ કરો નહિ ઘણુ કરીતો લડાઇ થઇ જાય છે અને કોઇ વખત આમ તેમ વાગી પણ બેસે છે અને મોઢે પણ વધારે ઠઠો કરો નહિ એથી પણ તકરાર થઇ જાય છે, ખાસ કરી મહેમાનથી મશકરી કરવી ઘણીજ નાલાયકી છે જેમકે કેટલાક લોક બારાતીઓ સાથે મજાક કરે છે

(૩૦) પોતાના વડીલોના સીરાણે બેસો નહિ પણ જ્યારે કોઇ કારણથી તેઓ એમના માટે હુકમ કરેતો અદબ એજ છે કે કહેવુ માનીયે

(૩૧) જો કોઇથી કઇ ચીજ માગેની લો તો તેને સભાળીને રાખો અને જ્યારે કામ થઇ જાય તો તરતજ તેને પાછી આપીદો તેના માગવાની વાટ જુઓ નહિ પહેલા તો તેને શુ ખબર કે હવે કામ થઈ ગયુ બીજુ કદાચ શરમથી મગી શકે નહિ અથવા ભૂલી જાયતો, તો તેને જરૂર વખતે કેટલી પરેશાની થશે એવીજ રીતે કોઇનુ કરજ હોયતો તેનો ખ્યાલ રાખો કે જ્યારે જરા પણ સવડ થઈ કે જેટલુ બને તેટલુ આપીદો

(૩૨) જો કદી લાચારીથી રાત્રે કઇ પગે ચાલવાનો વખત આવે તો છરવા, કડા વગેરે પગમાથી કાઢી હાથમા લઇલો રસ્તામા વગાડતા ચાલો નહિ

(૩૩) જો કોઇ ઓરડી વગેરેની અદર હોય અને બારણુ વગેરે બધ હોય તો એકદમ ઉઘાડીને અદર પેસી જાવ નહિ ખુદા જાણે તે માણસ નાગો હોયકે ઉઘાડો હોય અથવા ઉગમા હોય અને નકામો જાગી ઉઠે બલકે પહેલા ધીમે ધીમે પોકારો અને અદર આવવાનો હુકમલો જો તે હુકમ આપે તો અદર જાવ નહિતો ચૂપ થઇ જાવ હા અગર કોઈ ઘણુજ જરૂરી કામ હોયતો તેને અવાજ દઇ જગાડો જ્યા સુધી તે જવાબ ન આપે ત્યા સુધી અદર જવુ નહિ

(૩૪) તમે જેને ઓળખતા ન હોય તેની આગળ કોઈ શહેર કે કોમની બુરાઇ કરો નહિ કદાચ તે માણસ તેજ શહેરનો કે તેજ કોમનો હોય તો પછી તમારે શરમાવુ પડશે

(૩૫) એવીજ રીતે જે કામના કરનારની ખબર ન હોય તો એમ કહો નહિ કે આ કયા બેવકુફે કર્યુ છે અથવા એવી બીજી કોઇ વાત કહો નહિ વખતે કોઈ એવા માણસે કર્યુ હોય જેનો તમે અદબ કરતા હોતો માલમ પડયા પછી શરમાવુ પડશે

(૩૬) જો તમારૂ બચ્ચુ કોઇનો વાક કરે તો પોતાના બચ્ચાની તરફદારી કદી પણ કરો નહિ ખાસ કરી બચ્ચાની સામે એ પ્રમાણે કરવુ એ તો તેની ટેવ બગાડવીજ છે

(૩૭) છોકરીઓની શાદીમા ખાસ કરી આ વાત જુઓ કે જમાઇના મિજાજમા ખુદાનો ખોફ અને દીનદારી હોય એવો માણસ હમેશા પોતાની ઓરતને આરામથી રાખે છે અગર માલ દોલત ઘણી હોય અને દીન ન હોય તો તે માણસ પોતાની ઓરતનો હક જાણશે નહિ અને તેની સાથે વફાદારી કરશે નહિ બલકે રૂપિઆ પૈસા પણ આપશે નહિ અને જો આપશે તો તેને વધારે સતાવશે

(૩૮) કેટલીક ઓરતોને ટેવ હોય છે કે પરદામાથી કોઇને બોલાવવો હોય તો ખબર

કરવા માટે આડમાથી ઢેપુ ફેંકે છે કોઇ વખત તે બીજાને પણ વાગી જાય છે એવુ કામ ન કરવુ જોઇએ જેમા કોઇને તકલીફ પહોચવાનો સભવ હોય બલ્કે પોતાની જગ્યા પર બેસી રહી કોઇ ચીજને ખખડાવી જોઇએ

(૩૯) પોતાના કપડાપર સોય દોરાથી ફુલ વગેરે કઇ નિશાની બનાવી આપો કે જેથી ધોબીને ઘેર કપડા બદલાય નહિ નહિ તો એમા દુનિયાનુ નુકસાન હોવા છતા એક બીજાના કપડા વાપરવાથી ગુનેગાર પણ થશે

(૪૦) અરબમા દસ્તુર છે કે જે માણસ કોઇ બુજરૂગથી કઇ ચીજ તબરરૂક માટે લેવા ઇચ્છે તો તે ચીજ પોતે લાવી તે બુજરૂગને કહે છે કે આને આપ એક બે દિવસ વાપરી અમને આપશો એમા તે બુજરૂગને કઇ અડચણ પડતી નથી નહિ તો વીશ માણસ કોઇ બુજરૂગથી એક એક કપડુ માગે તો તેમની પોટલીમા એક ચીથડુ પણ રહે નહિ અમારા હિંદુસ્થાનમા વગર ખટકે માગી લે છે કેટલીક વખત તેમને વિચાર આવે છે કે અમે પણ અરબના કાયદા મુજબ ચાલીએ તો ઘણુ સારૂ થાય

(૪૧) જો કોઇ માણસ પોતાના તરફથી કઈ વાત કહે અને તેથી ઉલટો વાજબી જવાબ આપવો હોય તો પોતાના તરફથી જવાબ આપો બીજા કોઇના નામથી કહો નહિ કે તમે એમ કહો છો પણ ફલાણો એથી ઉલટુ કહે છે કેમકે જો તે બીજા માણસને તેણે કઈ કહી દીધુ તો તે વાત સાભળી તેને ખેદ થશે

(૪૨) માત્ર અટકળ અને ગુમાનથી ખાત્રી કર્યા વિના કોઇની ઉપર તોહમત લગાડો હિ એથી ઘણુ દિલ દુખે છે

## હાથના હુન્નર અને ઉદ્યોગનુ થોડુ ક વર્ણન

કેટલીક લાવારેસ ગરીબ ઓરતો જેમને ખાવા, પહેરવાનુ સાધન નથી એવી મુસીબતમા સપડાય છે કે ખુદાની પનાહ એનો ઇલાજ બે વાતોથી થઇ શકે છે નિકાહ કરી લે અથવા પોતાના હુન્નરથી બે પૈસા પેદા કરીયે પણ હિંદુસ્થાનના જાહેલો નિકાહ અને હુન્નર બનેને એબ સમજે છે અને કોઇને આવાત સુજતી નથીકે એવા ગરીબોના ખરચની ખબર રાખે તો પછી બતાવો કે તે બીચારીઓનો ગુજારો કેવી રીતે થાય? (બીબીઓ બીજાઓ પર તો ફર્ઈ જોરવાનનુ નથી પણ પોતાના દિલ પર, તેમજ હાથ, પગ ઉપરનો ખુદાપાકે કુદરત આપી છે દિલને સમજાવો અને કોઇના બગ બોગ કહેવાનો વિચાર કરો નહિ જો કેઇની ઉમર નિકાહ લાયક હોય તો નિકાહ કરી લે અને જો એ લાયક નથી અથવા તેને એમનો સમજતી નથી પણ દિલ માનતુ નથી, અથવા ઝઘડા ટગાડી ગભરાય છે તો એવી હાલતમા પોતાનો ગુજારા કોઈ પાક હુન્નરથી કરવો જોઇએ કાઇ નીચ સમજે કે હસે તો તેની પરવા કરો નહિ બીજા નિકાહનુ બયાન તો છઠ્ઠા ભાગમા આવી ગયુ છે પણ હુન્નર અને કમાનનુ બયાન હવે આવે છે બીબીઓ જો એમા કાઇ વાત બે ઇજ્જતીની હોત તો પેગમ્બર (સલ) એ કામોને કેમ કરત શુ તેઓથી વધુ કોઇની ઇજ્જત છે? હદીસમા છે કે અમારા પેગમ્બરે (સલ) બકરીઓ ચરાવી છે અને એમ પણ ફરમાવ્યુ કે કોઇ પણ પેગમ્બર એવા થયા નથી કે જેમણે બકરીઓ ચરાવી ન હોય વળી આ પણ ફરમાવ્યુ કે સૌથી સારી કમાણી પોતાના હાથની છે અને હજરત દાવુદ (અલે) પોતાના હાથના હુન્નરથી ખાતા હતા આ સઘળી વાતો અમારા પેગમ્બરે (સલ) ફરમાવી છે અને પેગમ્બરોના કેટલાક કામોનુ બયાન કુરઆન શરીફમા છે અને કેટલાક કામો એવી કિતાબોમા લખેલા છે જેમા પેગમ્બરોનો હાલ છે તે સવમાથી થોડાક કામોના નામ લખવામા આવે છે

## કેટલાક પેગમ્બરો તથા બુજરૂગોના હાથના હુન્નરોનુ વર્ણન

હઝરત આદમ (અલે) એ ખેતી કરી છે અને લોટ દળ્યો છે અને રોટી પકાવી છે હઝરત ઇદરીસ (અલે) એ લખવાનુ તથા દરજીનુ કામ કર્યુ છે હઝરત નુહ (અલે) એ લાકડુ વેરી કિસ્તી (હોડી) બનાવી છે જે સુથારનુ કામ છે હઝરત હુદ (અલે) વેપાર કરતા હતા હઝરત સાલેહ (અલે) એ પણ વેપાર કર્યા હતો હઝરત ઝુલ કરનેન જેઓ ઘણા મોટા બાદશાહ હતા અને કેટલાકોએ તેમને નબી પણ કહ્યા છે તેઓ જમ્બીલ ગુથતા હતા હઝરત ઇબ્રાહીમ (અલે) એ ખેતી કરી છે અને કડીઆ કામ પણ કર્યુ છે ખાનએ કાબા બનાવ્યુ હતુ હઝરત લૂત (અલે) ખેતી કરતા હતા હઝરત ઇસ્માઇલ (અલે) તીર બનાવી નિશાન તાકતા હતા હઝરત ઇસહાક, (અલે) હઝરત યાકુબ, (અલે) તથા એમના તમામ ફરજન્દો બકરીઓ ચારતા હતા અને તેમના બચ્ચાઓને વેચતા હતા હઝરત યુસોફ (અલે) એ દુકાળ વખતે અનાજનો વેપાર કર્યા હતો હઝરત એયુબ (અલે) ને ત્યા ઉંટ અને બકરીઓના બચ્ચા વધતા હતા અને ખેતી થતી હતી હઝરત શોએબ (અલે) બકરીઓ ચરાવતા હતા હઝરત મૂસા (અલે) એ કેટલાક વરસ બકરીઓ ચરાવી છે અને નિકાહની મહેર એજ હતી હઝરત હારૂન (અલે) એ વેપાર કર્યો છે હઝરત અલયસઅ (અલે) ખેતી કરતા હતા હઝરત દાઉદ (અલે) બખ્તર બનાવતા હતા જે લુહારનુ કામ છે હઝરત લુકમાન (અલે) ઘણી હિકમતવાળા આલેમ થયા છે અને કેટલાકોએ તેમને પેગમ્બર પણ કહ્યા છે તેમણે બકરીઓ ચરાવી છે હઝરત સુલેમાન (અલે) જમ્બીલ ગુથતા હતા હઝરત ઝકરીઆ (અલે) સુથારનુ કામ કરતા હતા હઝરત ઇસા (અલે) એ એક દુકાનદારને ત્યા કપડા રંગ્યા હતા અમારા પેગમ્બર (અલે) નુ બલકે તમામ પેગમ્બરોનુ બકરીઓ ચારવુ હમણા બયાન થયુ છે જો કે આ પેગમ્બરોનુ ગુજરાન મજકુર ચીજો ઉપર હતુ નહિ પરંતુ એ કામો કર્યા તો છે એને એબ તો સમજ્યા નથી અને મોટા મોટા વલીઓ તથા મહાન આલેમો કે જેમની કિતાબોના મસલાઓ સનદ છે તેઓમાંથી કોઇએ કપડા વણ્યા છે અને કોઇએ ચામડાનુ કામ કર્યુ છે કોઇએ મીઠાઇ બનાવી છે તો ફરી એવો કોણ છે જે આ સર્વેથી વધારે (તોબાતોબા) ઇજ્જતદાર છે

## કેટલીક ગુજારો કરવાની સહેલી રીતો.

સાબુ બનાવવો, ગોટા, કીનારી બનાવવી, ચીકન કાઢવુ, જાળી ગુંથવી, નાડા બનાવવા, સુતરના બુતામ બનાવવા, સુતરાઉ અથવા ઉનના મોજા બનાવવા, ગલુબંદ બનાવવુ, ટોપીઓ કે મદરીઆ અથવા કુરતા, કુરતીઓ સીવી વેચવા, શાહી બનાવવી, કપડા રંગવા, કારચોબી કામ કરવુ, સીવવુ અને જો સીવવાની મશીન મંગાવી હોય તો વધુ જલદી કામ થાય અને એમાં વધુ ફાયદો છે આજકાલ ઘણી સસ્તી મળે છે મરવીના બેહા, બચ્ચા વેચવા, રીયાલ, ચોકી, પેટીઓ વગેરે રંગવુ, છોકરીઓ પઢાવવુ, કપાસ લઇ ચરખાથી કપાસીયા કાઢી રૂ અને કપાસીયાંને જુદા જુદા વેચવા ચરખાવતી સુતર કાતવુ અથવા તેથી પાટી કે કપડા બનાવી વેચવા ભાત ખરીદી છાડીને ચોખા કાઢી વેચવા, કિતાબોની જીલ્દ બાંધવી, ચટણી અચાર બનાવવા, ખાસ્સો ભરવો અને તેમા ફુલ પાડવા, વાણુ (શિરકી) બનાવવુ, પાટી વણવી, ચુરણ વગેરે ગોળીઓ અથવા નમકે સુલેમાની બનાવી વેચવુ, ખજુરની સાંઠીઓ (હસીરો) અથવા પંખા બનાવી વેચવા, દાડમ અથવા ઉન્નાબ વગેરેનું શરબત

અથવા સરકો બનાવી વેચવો, ગોટાનો વેપાર કરવો, વાસણોપર કલ્લઇ કરવી અને સાધવા, કપડા છાપવા, ફસલમા સરસીયા લઈભરી લેવા અને ફસલબાદ જ્યારે મોઘા થાય ત્યારે વેચી નાખવા સુરમાને ઝીણો વાટી અથવા તેમા કોઇ ફાયદાકારક દવા મેળવી તેની પડીકીયો બનાવી વેચવુ, પીવાની તમાખુ બનાવી વેચવો, બિસ્કુટ, ડબલ રોટી વગેરે બનાવી વેચવુ, સુતરની દોર ડીઓ વણવી, કલ્લઇ વગેરેનો કુશ્તો બનાવી વેચવો અને એવાજ સહેલા અને ચાલુ કામ ઘણા છે જેનો વખત હોય કરી લીધુ કેટલાક કામ તો એવા છે કે જોયા વગર સમજી શકાતા નથી તેને તો કોઇથી શીખી લે અને કેટલાક કામ એવા છે કે સમજુ માણસ કિતાબમા જોઇ બનાવી શકે છે તેવા કામોની રીત લખવામા આવે છે અને તેમાથી ઘણીખરી વાતો રાત દિવસ ઘરમા પણ કામ લાગે છે અને નવમા ભાગમા ચુરણ તથા નમક સુલેમાની અને કલ્લઇના કુશ્તાની રીત લખી છે

## સાબુ બનાવવાની રીત

સજી ખાર એક મણ ચુનો એક મણ એરડીનુ તેલ અથવા ગુલુનુ તેલ નવશેર ચરબી સત્તર શેર

પ્રથમ સજીને કોઇ સાફ ઠેકાણે મૂકે જેમકે પાકો ચબુતરો હોય અથવા પાકી જમીન હોય મતલબકે તેમા માટી ભળે નહિ અને સજીના જે ઢેપા હોવ તેને પત્થર વગેરેથી ભાગી તેના ઉપર ચુનો નાખી દે જો ઢેપા હોય તો થોડુંક પાણી તે ઉપર છાટી દે, જેથી તે પીગળીને ઝીણો મળી જવા લાયક થઈ જાય પછી બનંને ખૂબ મેળવે એટલા સુધી કે બને તદન મળી જાય ફરી એક (નાનો) હોજ તૈયાર કરી ચાર ઇટો તેના ચારે ખુણાપર મૂકી દે અને એક લોખડની જાળીને જે ચાયણીની માફક હોય તે ઇટોપર મૂકી દે પણ કાણા મોટા મોટા હોવા જોઇએ પછી જાળીની ઉપર એક ટાટ પાથરે એ ટાટ એટલો મોટા હોય કે હોજની દીવાલોથી બહાર ચારે તરફ સહેજ લટકતો રહે અને તે ટાટ તથા જાળીથી આ મતલબ છે કે જ્યારે તેના ઉપર ચુનો અને સજી જે મેળવીને રાખેલા છે નાખવામા આવશે તો ટાટ અને જાળીના કાણા માથી અરક નીચે ટપકશે અને જાળીના ઉચા રહેવા માટે નીચે ઇટ મૂકવામા આવી છે અને જાળી ન મળી શકે તો વાસની ટટ્ટી બધાવી અથવા લાકડીઓ બિછાવી તે ઉપર ટાટ નાખી ટપકાવે અને હોજના નળ હેઠળ એક ઘડો મુકી દો ફરી તે હોજમા ઉપર સુધી પાણી ભરી દે પણ હલાવે નહિ તેનુ અરક ટપકી ટપકી નળ વતી તે ઘડામા આવી જશે જ્યારે ઘડો ભરાઈ જાય ત્યારે તેને હટાવી બીજો ઘડો મુકી દે અને જેટલુ પાણી ઓછુ થતુ જાય બીજુ નાખતા રહેવુ જ્યારે પુરૂ થવા આવે ત્યારે હલાવા દે અને પહેના પાણીને જુદુ કરી લે પહેલા પાણીની આ નિશાની છે કે જયા સુધી લાલ રગનુ પાણી આવે તે પહેલુ પાણી છે અને જ્યારે તેથી ઓછુ લાલ આવે તે બીજુ પાણી છે અને જ્યારે ઘણોજ ઓછો રગ જણાય એટલે સફેદ પાણી જેવુ આવવા લાગે તે ત્રીજુ પાણી છે અને એવીજ રીતે ત્રણે દરજ્જાના પાણીને જુદુ કરવામા આવે અને જો ત્રણે રગના પાણીને જુદુ નહિ કરે તો પણ કઈ વાધો નથી માત્ર ત્રીજા પાણી માથી એક ઘડો પાણી જુદુ કરી લેવુ બસ છે

અને જો થોડો સાબુ બનાવવો હોય તો હોજ બનાવવાની જરૂર નથી બલકે જેવી રીતે ઓરતો ચારપાઈ (પલગ) વગેરેમા કપડુ બાધી કુસુમની રીની ટપકાવે છે તેવીજ રીતે ટપકાવી લે જયારે બધુ પાણી ટપકી રહે તો પ્રથમ કડાયામા એક લોટો સાદુ વાપરવાનુ પાણી નાખી દે પછી ચરબી અને તેલ નાખી દે જ્યારે જોશ આવી જાય ત્યારે તે છેવટનુ પાણી જે એક નાના ઘડામા જુદુ કરી લીધુ છે

તેમાથી થોડુ થોડુ નાખે એટલે થોડુક પાણી પહેલા નાખે જયારે જાડુ થવા લાગે ત્યારે ફરી થોડુક પાણી બીજુ નાખી દે એજ પ્રમાણે જયારે બધા ઘડાનુ પાણી પુરૂ થઈ જાય ત્યારે બીજા ઘડાઓનુ પાણી જે જુદુ રાખ્યુ છે થોડુ થોડુ ઉપર મુજબ નાખી પકાવે અને થોડા પાણીનો મતલબ એક બત્રણો પાણી છે એવીજ રીતે બધુ પાણી નાખી દે ફરી ખુબ પકાવે જયારે કેવામ પર આવી જાય એટલે ખુબ સખત જાડુ થઇ જાય ત્યારે કફગીર વતી થોડુક કાઢી ટાઢુ કરી હાથથી ગોળી બનાવે અને જુવે જો હાથે ચોટે તો વધારે પકાવે ફરી જુવે કે હાથમા તો ચોટતુ નથી જયારે ન ચોટે અને ગોળી બનાવતા બનાવતા તરતજ સખત થઇ જાય જેમકે તૈયાર સાબુ હોય છે તો બસ સમજો કે તૈયાર થઇ ગયો આ કેવામના તૈયાર થવા પર આગનો તાવ ઓછો કરી દે બનકે બધા લાકડા અને આગ તેની નીચેથી કાઢી લે થોડીવાર થોભી તેને એક હોજમા જમાવી દે અને હોજની રીત આ છે કે ઇંટોને ઉભી કરી હોજની માફક બનાવી લે અથવા ચાર પાટી આને ઉભા કરી દે અને તેની બહાર ચારે તરફ ઇટ વગેરે ની આડ મુકી દે જેથી પાટીઆ પડી જાય નહિ અને હોજની અંદર એક જાડુ જુનુ રદી કપડુ જેમા કાણુ ન હોય અથવા ટાટ વગેરે બિછાવી દે એટલા સુધી કે ચારે બાજુ જે તખતાની દીવાલો છે તેમના ઉપર પણ બિછાવવામા આવે ત્યાર પછી કડાયામાથી થોડુક એક ડબ્બુ (પાટ) થી કાઢી હોજમા નાખે અને કફગીરથી હલાવયા કરે જેથી જલદી સુકાઈ જાય ફરી તેના ઉપર થોડુ બીજુ નાખી હલાવે ફરી જયારે તેપણ સુકાઈ જાય ત્યારે બીજુ નાખે મતલબકે કડાયામાથી એજ પ્રમાણે બધુ કાઢી હોજમા નાખી જમાવી દે. અને ટાઢુ થયા પછી તખતા જુદા કરી સાબુને સભાળથી રાખે તારથી કે ગમે તેથી કાપી નાના ટુકડા કરી લેવામા આવે

સાબુ બનાવવા ચુલો ગોળ હોવો જોઇએ જેના બનાવવની રીત આ છે કે જમીનમા એક ખાડો ખોદીને તેની ચોમેર ઇંટોની એક ફુટ દીવાલ ચણી લઇ માત્ર લાકડા નાખવા જેટલો ગાળો તેમા ખુલ્લો રાખે એવા ચુલાથી કડાયાને ચારે બાજુ આંચ સરખી પહોચે છે,

## વાસણોના નામ જેની જરૂર પડે છે

૧ કફગીર લોઢાનો અથવા લાકડાનો લાંબા હાથાવાળો જોઇએ જેમકે પુલાવ પકાવવાનો હોય છે તેથી હલાવવામા આવશે

૨ એક વાસણ જેમકે તામલોટ દાડીવાળુ મસજીદોમા પાણી કાઢવાનુ હોય છે જેમા ત્રણ શેર પાણી આવી જાય એવુ પતરાનુ બનાવવુ જોઇએ

૩ એક વાસણ સાબુને કડાયામાથી કાઢવા માટે જેમકે ડબ્બુ પુલાવ કે સાલન કાઢવાનુ હોય છે જેથી સાબુ કડાયાથી કાઢી હોજમા નખાશે

## કપડાં છાપવાની રીત

**પીળો રંગ**—બે શેર પાણીમા અડધો શેર ખાવાનો ગુંદર નાખે જયારે પલળી જાય અડધો તોલો ઘઉનો લોટ અને અડધો તોલો ઘીને ખુબ મેળવી તેમા અડધો શેર કસીસ અને ૧ તોલો ગોળી લાલ ટોલ જે બજારમા મળે છે ખુબ મેળવી તે ગુંદરમા નાખી ખુબ મેળવી કપડછણ કરીલે , ખુબ સખત હોવુ જોઇએ પછી તેથી કપડુ છાપે આ રંગ કોઇ કપડા ઉપર લપેટી પાસે રાખી લે અને બીબુ તેના ઉપર લગાવી લગાવીને કપડુ છાપે બીબા લાકડાના ફુલ પાનવાળા બનેલા તૈયાર લખનૌમા વેચાય છે અથવા સુથાર પાસે બનાવીલે.

**કાળો રંગ**—નવટાંક વિલાયતી રંગ જેને પપળી કહે છે અને બજારમા મળે છે અને અડધો શેર બાવાનો ગુદર બે શેર પાણીમા પલાળી દે અને નવટાંક પોટાશ અને અડધો તોલો મોરથુથુ અને અડધો તોલો ધકનો લોટ અને અડધો તોલો ઘી તેમા મેળવી ખુબ હલાવી જાડા જાડા રંગથી કપડા છાપે

## લખવાની શાહી બનાવવાની રીત

| | |
|---|---|
| બાવળનો ગુદર | બે રતલ |
| કાજલ | અડધો રતલ |
| ફટકડી | અડધો તોલો |
| કાથો | અડધો તોલો |
| બાવળની છાલ | નવટાંક |
| આંબાની છાલ | નવટાંક |
| મોરથુથુ | નવટાંક |
| મેંધીની લાકડી | નવટાંક |

પ્રથમ ત્રણ શેર પાણીમા ગુદરને પલાળી દે જ્યારે ખુબ પલળી જાય ત્યારે કાજલ મેળવી એક દિવસ ઘોટે અને લાકડી તથા છાલોને બીજા બે શેર પાણીમા એટલુ ઉકાળે કે અડધો શેર પાણી રહી જાય પછી તે પાણીને કાજલ તથા ગુદરના ઘોટેલા પાણીમા મેળવી દે અને એક દિવસ લોટાની કડાઇમા ખુબ ઘોટી થાલ વગેરેમા અથવા સુપડા (છાજ)મા પાતળી પાતળી ફેલાવી સુકવી લેવો સૌથી બેહતર છે એ રીતે શાહી તૈયાર થઇ જશે જો બાવળનો ગુદર બજારમા મોંઘો હોય તો બાવળોમાથી એકઠો કરી લેવામા આવે, ઘણે ભાગે જંગલમા રહેનારાઓને બે ચાર પૈસા આપવાથી ઘણો લાવી આપે છે

## અંગ્રેજી શાહી બનાવવાની રીત.

| | |
|---|---|
| આસમાની રંગ પહેલા નંબરનો | તો૦ ૧ |
| બેજની રંગ | તો૦ ૧ |
| સોડા | તો૦ ૦॥। |

સોડાને ૦। શેર પાણીમા મેળવી ગરમ કરી લે ફરી તે પાણીમા બન્ને રંગ મેળવી દઇ એવી રીતે હલાવે કે બધા મળી જાય અંગ્રેજી શાહી તૈયાર થઇ જશે

## લાકડી રંગવાની રીત

જેવો રંગ ચઢાવવો હોય તેના રંગનુ પડીકુ બજારથી ખરીદી ટરપીટરના તેલમા એ પ્રમાણે મેળવે કે જાડુ થઇ જાય ફરી ખીમકોલીની પુછડીના અથવા કોઇ પખીના પરથી કે કોઇ લાકડી પર ચીંથડુ બાંધી તેનાથી જેવી રીતે ચાહે ફુલ, પાનવાળી અથવા તદન સાદી રંગી લે અને જો સુકાઇ જવા બાદ તે ઉપર વાર નીશનુ તેલ મસળી મુકી દે તો વધારે પાકો અને ચમકદાર થઇ જાય

## વાસણ પર કલ્લાઈ કરવાની રીત

અડધો શેર નવસાદરને વાટી દોઢ પાશેર પાણીમા નાખી પતીલી અથવા હાંડીમા એવી આંચે પકાવે કે તે પાણી બળીને સુકાઇ જાય જ્યારે સખત થઇ જાય ત્યારે ઉતારી વાટી નાખી જે વાસણ પર કલાઇ કરવી હોય પ્રથમ તેને ખુબ માજી સાફ કરી લે અને આગ સળગાવી તેને ગરમ કરી તે ઉપર રૂથી નવસાદર ફેરવી દે ફરી સહેજ કલાઇ કોઇ જગ્યાએ લગાડી રૂને આખા વાસણ ઉપર એવી રીતે ફેરવે કે તે કલાઇ બધામા ફેલાઇ જાય કલાઇ થઇ જશે અને વાસણને સાણસીથી પકડી રાખે

## પાકો ટાંકો લગાડવાની રીત

કાસાની તુટી ટુકડે ટુકડા કરી લે અને તેના બરાબર ખડીઓ ખાર લઇ બન્નેને ખુબ ઝીણુ વાટે અને જે વાસણને સાંધવુ હોય તેને જો બીજે કોઇ ઠેકાણે પડેલાથી સાંધેલુ હોય જેમકે બધનાની ટોટી સાંધેલી હોય છે તેના માટી

* પણ આ કામ માટેજ કાપે નહિ કેમકે એ જાનવરને જરૂર વગર તકલીફ આપવી છે બલકે કોઇ ઠેકાણે પડેલી મળી જાય તો તેને આ કામમા લાવે અ.

ચોપડી છુપાવી દે કે આગથી તે સાંધો છુટી જાય નહિ ફરી જે જગાએ સાંધવુ હોય તેની અંદરની બાજુએ તેજ જગ્યા ઉપર તે ખડી યાખાર તથા કાસુ મની દે અને વાસણને કોઇ ચીજથી પકડી આગ ઉપર સહેજ ઉંચુ રાખે જ્યાર ખુબ ગરમ થઈ જાય ત્યારે હગાી વે આગની ગરમીથી તે કાસુ અને ખડીયાખાર પીગળી તેના કણામા ભરાઇ મઘાઇ જશે તેમ કાચો સાંધો કરવાનો લાગે છે કરવાને પીગળાવી તે જગ્યા ઉપર બહારથી લગાડી ફેલાવી દે ઠંડુ થવાથી સંધાઇ જશે અને જ્યા સાનુ હોઈ તે જગ્યાને પ્રથમ બરાબર કરી લે જો કંઇ ઉંચુ નીચુ હોય તો તેને કાનસથી બરાબર કરી લે

## પીવાનો તબાકુ બનાવવાની રીત.

જે તરેહની તમાકુ તબીઅતને માફક હોય તેને લઇ ખુબ કુટી લે ફરી તેમા નીરો અથવા પાતળો ગોળ ઉનાળામા સરખા ભાગથી સહેજ વધુ અને ચોમાસામા સરખા ભાગથી કંઇક ઓછો અને શીઆળામા બરાબર તેમા મેળવી કુટી લે પણ તબાકુ કુટવામા ઘણી તકલીફ થાય છે માટે બેહતર આ છે કે કોઇ માનબર દુકાનદારથી અથવા મજુરને મજુરી આપી તેનાથી તૈયાર કરાવી લે

## ખુશબોદાર પીવાની તબાકુ બનાવવાની રીત.

સાદી બશેર તબાકુમા આ સુગંધીઓ સરખે ભાગે લઇ અધોળ મેળવી દે અને તોલો ૦। હિનાનુ અત્તર મેળવી દે તે ખુશબુઓ નીચે પ્રમાણે છે લવિંગ, બાનકડ, સંદલનો વેર, મોટી એલચી, સુગંધબાલા બાવબીર

## ડબલ રોટી બિસ્કુટ વિગેરે બનાવવાની રીત

સોજી અથવા મેદામા ખમીર મેળવી કાઇ તખતા ઉપર ખુબ કુટે ફરી સાચામા મુકે ત્યાર બાદ ભઠ્ઠી ખુબ ગરમ કરે પછી તેની અંદરથી બધી આગ અને ગખ કાઢી લઈ તે સાચાઓને ભઠ્ઠીની અંદર મુકી તેનુ મોઢુ બંધ કરી દે જ્યારે તે પાકી જાય ત્યારે કાઢી લે ખુલાસો આગળ સમજો

## ડબલ રોટીના ખમીરની રીત.

લવિંગ, નાની એલચી, જાયફળ, જાવત્રી ઇંદરજવ, સમુદ્રફીણ, સમુદ્રસુખ, તાલમખાના, ફુલમખાના, કમળકાકડી, મુંગાની જડ, ગુલાબના ફુલ, નાગીમરી, તજ બીખ કંવની, નાની મોટી માહિન, નાના ગોખરૂ, ચણચીની, ચીનીકબાબ, દરેક વસ્તુ તોલા ૦। જાફરાન (કેસર) તોલો ૦॥ એ બધી વસ્તુઓને કુટી કપડછાણ કરી એક શીશીમા કે જેનો બુચ ઘણો સખત હોય ભરી લઇ સંભાળથી રાખે અને દરેક ચીજનુ વજન દોઢ માશા સુધીપણ થઇ શકે છે એથી ઓછામા મસાલો ઠીક થશે નહિ જ્યારે જરૂર પડે શીશીમાથી દોઢ માશા ભુકી લઇ સવા તોલા દહીમા મેળવી બે આંગળીઓથી એક મીનીટ સુધી ફીટે પછી ઘઉનો મેદો તેમા એટલો મેળવે કે વધારે સખત થાય નહિ કાનની લોળની બરાબર તેમા નરમી રહે એજ ઓળખાણ છે ફરી તેને હથેળીઓથી ગોળો બનાવી એક કપડામા મૂકી એવી ગાઠ વાળે કે તે ગોળો ઢીલો રહે ફરી તેને કોઇ ખુટી ઉપર લટકાવી દે એવીજ રીતે ત્રણ દિવસ સુધી લટકતો રહે ચોથે દિવસે તેને ઉતારી જુવે કે તેની અંદર ખમીર ખુબ ફુલ્યુ હશે તે ગોળા ઉપર જે છારી જામી હોય તેને કાઢી નાખે અને તેની અંદરથી નરમ ખમીર કાઢી લે ફરી નવટાંક દહીમા એટલો મેદો મેળવે કે પહેલાની માફક થઇ જાય એટલે કાનની લોળની જેમ નરમ રહે અને તે ખમીર કે જેને ગોળામાથી કાઢ્યુ છે, તેમા મેળવી હાથથી એ પ્રમાણે મેળવે જેમકે પીવાની તબાકુને મસળે છે ફરી તેનો પણ ગોળો બનાવી તેજ કપડામા બાંધી

છ કલાક સુધી લટકાવે ત્યાર બાદ ઉતારી છારી દુર કરી ખમીર કાઢી લે ફરી ઉપર પ્રમાણેજ દહી શેર ૧મા મેદો મેળવી તે ખમીરને મેળવી દઈ કપડામા લટકાવે છ કલાક સુધી તેજ પ્રમાણે લટકતુ રહે ત્યાર પછી ઉતારી તેવીજ રીતે ખમીર કાઢી ફરીથી દહી શેર ૧મા મેદો ઉપર પ્રમાણે મેળવી લટકાવી દે છ કલાક પછી ઉતારી ઉપર પ્રમાણેજ ખમીર કાઢી લે આ ચોથી વાર છે આ વખતે ગોળા ઉપર જે છારી જામી છે તેને જો દુર કરે નહિ તો કઇ વાંધો નથી ફરી દહી શેર ૧મા ઉપર પ્રમાણેજ મેદો મેળવી તે ખમીરને પણ તેમા મેળવી હાથથી ખુબ મસળે જ્યારે મળી જાય ત્યારે સભાળીને કોઇ પેટી વિગેરેમા મુકી દે અને ચાર કલાક બાદ તેમાથી કાઢી લે જો ખમીર નાખવુ હોય તો તેમાથી અધોળ ખમીર જુદુ કાઢી લે અને ઉપર પ્રમાણે અધોળ દહીમા મેદો મેળવી તે અધોળ ખમીરને તેમા મેળવી દે અને તેજ પ્રમાણે લટકાવી દે છ કલાક પછી કાઢી ઉપરની રીત મુજબ બીજો મેદો મેળવે એવીજ રીતે બરાબર કરતી રહે આથી ખમીર વધતુ જશે અને આ અધોળ ખમીર કાઢતા જે વધ્યુ તેની ડબલ રોટી પકાવે ફરી બીજે દિવસે જ્યારે ખમીરની જરૂર હોય ત્યારે જે ખમીર લટકે છે તેમાથી અધોળ જુદુ કરી લે અને બાકીના ખમીરથી ડબલ રોટી પકાવે, અને ખમીરને એવીજ રીતે વધારતા રહે

## ડબલ રોટી બનાવવાની રીત.

જે ખમીરની રોટી બનાવવા ઉપર લખ્યુ છે તેને એક શેર મેદામા પાણીથી ગુદે જ્યારે ગુદાઇ જાય તો તેના ઉપર કપડુ ઢાકી દે અને બે કલાક સુધી રાખી મૂકે જો આઠ કે દશ શેરની ડબલ રોટી બનાવવી હોય તો તેટલો મેદો આ ખમીરમા મેળવી ગુદે અને સહેજ નમક તથા ખાડ મેળવે તો સારૂ છે અને દોઢ કે બે કલાક સુધી પડયુ રહે અને આજે ખમીર હવે ગુદાયુ છે તે ચપાતી (ફુલકા) પકાવવાના આટા જેટલુ નરમ હોવુ જોઇએ પણ શીખવાની શરૂઆતમા વધારે નરમ આટાને પકાવવામા સહેજ અડચણ છે માટે ઓછો નરમ રાખે ફરી જ્યારે હાથ જમી જાય ત્યારે વધુ નરમ કરે ફરી બે કલાક પછી તે ગુદેલાને હાથથી થોડો થોડો ઉઠાવી બાકી ઉપર જોરથી મારે અને હથેળીથી મસળે ફરી ઉઠાવે અને મારે જ્યારે ખુબ તાર બધાઇ જાય ત્યારે પછી કોઇ મેજ કે તખતા પર મૂકી દે વીશ મીનીટ પછી જેટલી મોટી રોટી બનાવવાનો વિચાર હોય, તો તેટલા મોટા પેડા તોળીને સુકો મેદો અથવા તેલથી બનાવીને રાખે જેથી હાથમા વળગે નહિ અને જોઇએ તો સાચામા મૂકે અથવા પતરાના ચોખુટ ટુકડાઓ ઉપર મૂકે જ્યારે પેડા અડધા ફુલી જાય ત્યારે ભઠ્ઠી સળગાવે અને આ ભઠ્ઠી એવી હોય કે તીની ઉપર કે પાછળ એક જાળીઉ હોવુ જોઇએ જ્યારે પુરી રીતે પેડા ફુલી જાય ત્યારે ભઠ્ઠીના અદરની બધી આગ કાઢી લે અને જો પાણીમા થોડુ નમક અને દહી મેળવી ભઠ્ઠીની અદર છાટી દે તો બહેતર છે ફરી એક પેડાને ભઠ્ઠીમાં મૂકી ભઠ્ઠીનુ મોઢુ બધ કરી દે અને બે ત્રણ મીનીટ થોભે પછી જુવે જો તેના ઉપર રગ આવ્યો હોય તો બધા પેંડા મૂકી દે અને જો બે ત્રણ મીનીટમા તે પેડો બળી જાય તો આસરે પદર મીનીટ થોભી જાય જેથી ગરમાવો તેના માફકસર થઇ જાય ત્યારે ફરીથી એક પેડો મૂકીને જુવે જો તાપ ઘણો ઓછો થઇ ગયો હોય તો બધી રોટીના પેડા મૂકી ભઠ્ઠીના મોઢા ઉપર થોડીક આગ નાખે અને ભઠ્ઠીને કોઈ ઢાકણા વગેરેથી બધ કરી દે જેથી વરાળ નીકળે નહિ અને ત્રણ ત્રણ ચાર ચાર મીનીટ પછી જોયા કરે જ્યારે રતાશ પડતો રગ એટલે બદામી રગ આવી જાય તો તરતજ તેનુ ઢાકણુ

બધ કરી દેવુ અને થોડી થોડી વારે જોતા રહેવુ ફરી જ્યારે પાકી જાય કાઢી લે અને જો તે વખતે નાનખતાઇ કે મીઠા બિસ્કુટ તૈયાર ન હોય તો થોડી આગ ભઠ્ઠીના મોઢા ઉપર મુકી મોઢુ બધ કરી દે જેથી ગરમાવો બાકી રહે આ ગરમાવો વીશ મીનીટ સુધી રહી શકે છે એ પછી ભઠ્ઠીમા ફરીથી આગ સળગાવવી પડશે અને જો ભઠ્ઠી નવી બનાવે તો ત્રણ દિવસ સુધી તેને દરરોજ સળગાવતા રહેવુ કે જેથી ઠીક થઇ જાય પછી રોટીઓ પકાવે

## નાનખતાઇ બનાવવાની રીત.

ઘી અડધો શેર, ખાડ અડધો શેર, એક આનાની નાની એળચી સમુદ્ર ફીણુ તો ૦। ઘઉંનો મેદો અચ્છેર અને નવટાક પ્રથમ ઘી, ખાડ અને એળચી દાણાને વીશ મીનીટ સુધી એક લગનમા હાથથી ફીટે જેમકે ગુલ ગુનાના આટાને ફીટાય છે વીશ મીનીટ પછી જ્યારે તે ખુબ હલકુ થઇ જાય સમુદ્ર ફીણુ વાટીને મેળવે અને હાથથી ખુબ ફીટે અને પહેલા અડધો શેર મેદો નાખી મેળવે જો નરમ રહે તો બાકીના નવટાકને પણ નાખી દે એની નરમાશ પણ કાનની લોલ માફક હોવી જોઇએ ફરી નાનખતાઇ બનાવી ભઠ્ઠીમા મુકે તૈયાર થાય ત્યારે કાઢીને

## મીઠાં બિસ્કુટ બનાવવાની રીત

ઘી પોણો શેર, ખાડ એક શેર, સમુદ્ર ફીણુ અડધો તોલો બે પૈસાનુ દુધ ઘઉંનો મેદો પોણા બશેર પ્રથમ ઘી અને ખાડને નાનખતાઇની માફક ખુબ ફીટે અને થોડુ થોડુ દુધ નાખતા જવુ જ્યારે બધુ દુધ મળી જાય ત્યારે પાશેર પાણી એકી વખતે નાખી દેવુ અને તેમા સમુદ્ર ફીણુ વાટી નાખી દેવુ ફરી તેના ઉપર મેદો પણ નાખી દે જો વધારે નરમ થઇ જાય તો બીજો મેદો નાખે જ્યારે બરાબર થઇ જાય ત્યારે રોટીની માફક વેલણથી વેલે અને જેટલુ મોટુ બિસ્કુટ બનાવવુ હોય તેટલીજ મોટી ડાબડીથી કાપી કાપી તૈયાર કરે અને પતરા ઉપર મુકી ભઠ્ઠીમા મુકે જ્યારે પાકી જાય ત્યારે કાઢી લે

## ખારાં બિસ્કુટ બનાવવાની રીત

| | |
|---|---|
| ઘી | રતલ ૦॥ |
| ખાડ | નવટાક |
| મીઠુ | તો ૦॥। |
| ઘઉંનો મેદો | રતલ ૨ |

પ્રથમ ઘી, ખાડ અને મીઠાને વાટી એક લગનમા પાચ મીનીટ સુધી સારી પેઠે ફીટે ફરી મેદો મેળવીને ખુબ ગુદે જેમકે પુરીઓનો આટો ગુદાય છે ફરી જેટલુ મોટુ બિસ્કુટ બનાવવુ હોય તેટલુ મોટુ વેલણથી વેલી ઉપર પ્રમાણેજ પતરામા મુકી ભઠ્ઠીમા રાખે અને તૈયાર થયા પછી કાઢી લે એને ડબલ રોટી પકાવતા પહેલા પકાવવુ જોઇએ કેમકે એને વધુ તાવની જરૂર છે

## કેરીના અચાર બનાવવાની રીત.

કાચી કેરીઓ જે પછડાયલી ન હોય એ પ્રમાણે હોવે કે લીલી છાલ ન રહેવા પામે ફરી તેને વચ્ચેથી એવી રીતે ચીરે કે બને ફાડો જુદી થાય નહિ ફરી ગોટલીઓ કાઢી નાખી તેમા લસણને છોલી તેની કળીઓ, લાલ મરચા, વરિઆળી, ફોદીનો, અદરખ, કલોંજી અને નમક માફકસર મેળવી ભરી દે અને કેરીનુ મોઢુ દોરાથી બાધી બધ કરી દે આઠ દશ દિવસ તડકો ખવાડી ફોદીનાના અરક અથવા સરકામા નાખી એક અઠવાડીઉ તડકો ખવાડી કામમા લાવે અને જો તેલમા નાખવા હોય તો કેરીને ઉકાળવાની જરૂર નથી મીઠુ મસાલો ભરી સરસીઆના તેલમા નાખી દે

## ચાશનીદાર અચાર બનાવવાની રીત

એક શેર દરાખ, એક શેર ખારક, અડધો શેર આમચુર, અદરખ, શેર ૦। લસણ, શેર ૦। આ બધા મસાલાને છ શેર ફોદીનાના અરકમા

નાખી ત્રણ શેર ખાડ નાખી પદર દિવસ સુધી તડકો આપી પછી વાપરે

## નમક પાણીના અચાર બનાવવાની રીત.

મૂળા, ગાજર, શલગમ વગેરેને છોલી ટુકડા કરી પાણીમા ઉકાળવા જોશ આવી જવા બાદ પાણી કાઢી નાખી હવામા સુકવી દેવા ફરી સરસીઆનુ તેલ અને વાટેલી હળદર, લાલ મરચા, કલોજી, રાઇ, મીઠુ માફક સર અને પાણી નાખી એક અઠવાડીઉ તડકો આપી વાપરે

## ઘણા દિવસ રહે તેવાં શલ ગમનો આચાર.

દશ શેર શલગમના ટુકડા પાણીમા સહેજ જોશ દઇ સુકવી તેમા નીચે પ્રમાણે ચીજો મેળવવી મીઠુ શેર ૦। લાલ મરચા નવટાક અને રાઇ શેર ૦। આ બધી ચીજોને વાટવી અને લસણ શેર ૦। અને અદરખ શેર ૦॥ ને ઝીણી ઝીણી કાપે જ્યારે ટુકડાઓમા ખટાશ અને તેજી આવી જાય ત્યારે ગોળ કે સફેદ ખાડનો શીરો કરી તે ટુકડાઓ પર નાખી દે અને જ્યારે શીરો ઓછો થઇ જાય બીજો બનાવી નાખી દે મુદ્દત સુધી રહે છે

## નવરતન ચટણી બનાવવાની રીત

કેરીઓનો ગર બશેર, સરકો અથવા ફોદી નાનો અરક અઢી શેર, લસણ લાલ મરચા અધોળ અધોળ કલોજી, વરીઆળી, સુકો ફુદીનો બે બે તોલા લવિંગ, જાયફળ ચાર ચાર માસા અદરખ, નમક નવટાક નવટાક ખાડ અથવા ગોળ અડધો શેર

પ્રથમ કેરીઓના ગરને (થોડા) સરકામા વાટી નાખો ફરી બધા મસાલાને (થોડા) સરકામા વાટી કેરીઓના ગરમા મેળવી દો અને જેટલો સરકો વધ્યો હોય તેમા ગોળ, મસાલો, કેરીઓના ગર મેળવી જોશ આપો જ્યારે ચાશની તેયાર થઇ જાય કામમા લાવો અને જો રંગીન બનાવવી હોય તો ભરભટમા શેકેલી બે તોલા હળદર વાટી નાખી દો

## મુરબ્બો બનાવવાની રીત

કાચી કેરીના છલતા કાઢી નાખો કે લીલાશ સહેજ પણ બાકી રહે નહિ ફરી ગોટલીઓ કાઢી કાટાથી કે સોય વગેરેથી કોચી કોચી ચુના અને ફટકડીના નીતરેલા પાણીમા નખાવતા જવુ ફરી બે ત્રણ કલાક પછી સાફ અને ચોકખા પાણીમા નખાવવુ અને ધોઇ નાખી ચોકખા પાણીમા જોશ આપવો જ્યારે અડધા કાચા પાકા થઇ જાય હવામા સુકવી દેવા ફરી કેરીઓથી બમણી શાકર કે ખાડની ચાશનીમા નાખી જોશ આપો અને જ્યારે ચાશની ઘણી જાડી થઇ જાય અને તાર ઉઠવા લાગે કામમા લાવે અને જો વધારે ઉમદા બનાવવો હોય તો દર ત્રીજે ચોથે દિવસે બીજી ચાશની બદલી નાખવી આજ રીત દરેક મુરબ્બાઓની છે જેમકે પેઠા, (ભુરકોળુ) સફરજન, આમલા વગેરે

## નમક પાણીની કેરીની રીત.

શાખો જે સખત હોય અને પછડાયલી ન હોય પાણીથી ખુબ ધોઇ માટીના વાસણમા નાખી કેરીઓ ડુબે તેટલુ પાણી ભરવુ ત્રણ દિવસ પછી ધોઇ તે પાણી ફેકી બીજુ પાણી બદલી નાખવુ પછી આખા મરચા અને નમક તેમા એટલુ નાખવુ કે સો કેરીઓ ઉપર અડધો શેર નમક લસણ શેર ૦। હોય અને પદર દિવસ પછી ખાવુ અને કેરીઓ પાણીમા ડુબતી રહેવી જોઇએ અને કેટલાક એમ કરે છે કે બે વાર પાણી બદલી ત્રીજી વારના પાણીમા મેથીને જોશ દઇ જ્યારે તે પાણી ટાઢુ થાય કેરીઓના ડીંટ પર થોડુ થોડુ તેલ મસળી તે પાણીમા નાખી દે છે મેથીના લીધે પાણી બગડતુ નથી અને એથી કેરી વધારે ટકે છે,

## લીબુના અચાર બનાવવાની રીત

દશ શેર નાના લીબુ લઇ તેમને એક દિવસ પાણીમા નાખી દે અને બીજે દિવસે

પાણીમાથી કાઢી તેમની ચાર ચાર ફાડા કરી તેમા ગરમ મસાલો અને સીંધવખાર ભરી દે આટલા લીંબુ માટે શેર ગરમ મસાલો અને દોઢ શેર માઠુ બસ છે અને નમક મસાલો ભરી વાસણમા નાખી દે પછી ઉપરથી બીજા લીબુને નીચોવી દે અને કેટલાક ત્રણ વખત પાણી બદલે છે અને શેર પાછળ નવટાક મસાલો નાખે છે ફરી ઉપરથી ખાટા લીબુને રસ નીચોવે છે જેટલો વધારે રસ નીચોવશો વધારે દિવસ રહેશે અને કેટલાક એક શેર નમક રાખે છે અને ચાર ચીજોનો વધારો કરે છે, સુઠ, પીપેર, સગજીરૂ, સમદરફીણ દરેક ચીજ અડધો અડધો તોલો અને આ બધી ચીજો ગરમ મસાલા સાથે કુટવામા આવે છે

## કપડાં રગવાની રીત.

**કાળો રગ**-કલ્લઇ ચુનાની એક શેર અને ચોકખી ગળી બશેર અને ગોળનો શીરો એક શેર સર્વેને ખુબ મેળવી કોઈ વાસણમા ભરી દે અને સવાર, સાજ અને બપોરે એક લાકડીથી તેને હલાવી આપે કે તેનુ ખમીર ઉઠે અને જો સરદીની મોસમ હોયતો વાસણના ચારે બાજુ આગ સળગાવી દે કે તેની ગરમીથી ખમીર ઉઠે તેમા કપડાને રગીને રગવા પછી જ્યારે સુકાઇ જાય ત્યારે ગાયના તાજા દુધમા બોળી દે અથવા મેંધીના પાદડાને પાણીમા ઉકાળી તે પાણીમા કપડાને બોળી દે તો ખુબ પાકો રગ થઇ જશે

**પીળો રગ**-પ્રથમ હળદર ખુબ ઝીણી વાટી પાણીમા મેળવી કપડાને તેમા રગી લે પછી નીચોવી સુકવી દે ફરી સફેદ ફટકડી બે તોલા વાટી પાણીમાં મેળવી દે ફરી કપડાને તેમા ધોઇ સુકવી લે ફરી આબાની છાલ એક શેર લઈ ત્રણ પહોર સુધી પાણીમા જોશ આપે ફરી તે પાણીને ગાળી તેમા બોળીને ફરી સુકવી દે

**ઘેરા સોનેરી રગ**-પ્રથમ અડધા પૈસા ભાર હળદરમા કપડુ રગે ફરી અડધો શેર નાશપાલને પાણીમા ઉકાળે અને ગાળી તેમા રગે પછી તે પાણીને રહેવાદે, ફરી અડધા પૈસા ભાર ગેરૂ પાણીમા મેળવી તેમા રગે ફરી જે નાશપાલનુ પાણી વધ્યુ છે તેમા બોળે ફરી બે પૈસા ભાર ફટકડી બીજા પાણીમા મેળવી તેમા કપડાને બોળી દે ફરી તેજ ફટકડીના પાણીમા થોડોક કલફ ચોખાનો અથવા આટાનો નાખી હાથથી હલાવી કપડાને કેટલીક વખત બોળી કાઢી લે

**ઘેરા સોનેરી રગની બીજી રીત**-નાશપાલ અને મજીઠ બને સરખા વજને લઇ બનેને સહેજ વાટીને રાત્રે પાણીમા પલાળે અને સવારે જોશ દઈ ગાળી લે પ્રથમ ફટકડીને ઝીણી વાટી પાણીમા મેળવી તેમા કપડાને ભીજવી સુકવી દે ફરી તેજ નાસપાલ અને મજીઠના પાણીમા બોળે

**ઝમર રૂદી રગ**-ઉપરની તરકીબથી પહેલા ફટકડીનાં પાણીમા બોળી સુકવી દે ફરી ગળીના પાણીમા અને ફરી તેજ નાસપાલ અને મજીઠના પણીમા બોળે

બીજી રીત-આબાની કુપરો પાશેર લઇ શેર પાણીમા જોશ દેવી ફરી તેને ગાળી લઇ તે પાણીને રાખી લે ફરી બીજા પાણીમા ફરીથી જોશ આપે અને તે પાણીને જુદુ રાખે ફરી ત્રીજા પાણીમા જોશ આપે અને તે પાણીને પણ જુદુ રાખે પ્રથમ પહેલા પાણીથી કપડાને રગી સુકવી દે ફરી બીજા પાણીમા રગી સુકવી દે ફરી ત્રીજા પણીમા તો ૦ાા ફટકડી મેળવી તેમાં ખુબ મસળી મસળીને ધોઇ સુકવી દે

**તુસી રગ**-બાવળની છાલ અડધો શેર અને કાયફળ ચાર તોલા સહેજ કુટીને રાત્રે પાણીમા પલાળી દે. અને સવારે જોશ આપે. પહેલા બે તોલા ફટકડી બીજા પાણીમાં

મેળવી કપડાને તેમા બોળે ફરીને તે રગના પાણીમા બોળે ફરી તેજ રગમા એક તોનો કસીસ મેળવી ફરીથી તેમા બોળે પણ આ રગવાની કસીસ હોય હીરાકસી હોય નહિ

**તુસી રગ પાકો રતાશ પડતો સુદર**–પ્રથમ મજીઠ શેર ા અને મેથીના પાદડા શેર ા બનેને વાટી રાત્રે બાર શેર પાણીમા તર કરે સવારે માટીની હાડલીમા કેટલાક જોશ દઇ ગાળીને રાખી લે પછી મોટી હળડે અને મોટી હળદરને ઝીણી વાટી બહોળા પાણીમા નાખી કપડાને એવી રીતે રગે કે ડાઘા પડે નહિ ફરી નીચોવીને છાયામા સુકવે અને તે રગને રહેવા દે અને ગોળ શેર ા અને સુખા આમલા શેર ા બનેને એક લોખડની કઢાઇમા થોડા પાણીમા નાખી તડકામા મુકી દે જ્યારે તેમા ઉભાલ ઉઠવા લાગે અને કાળો થઇ જાય તો પેલા મજીઠ અને મેથીના રગમા મેળવી ફરી કપડુ રગે

**ફાખતાઇ રગ**–મે નગ માજુ મોટા મોટા અધકચરા કરી પાણીમા એક પહોર સુધી રાખે ફરી વાટીને વધારે પાણીમા મેળવે અને કપડાને તેમા રગી સુકાવા દે નહિ અને તે પાણીને ફેકી વાસણમા બીજુ પાણી નાખે અને પા ગલાસ કટ નાખે ફરી રગે

**કાટ બનાવવાની રીત**–પોણા મણ પાણીમા ચાર શેર લોખડ અને થોડાક આમલા અને મોટી હયડે નાખી એક અઠવાડીઉ રહેવા દે કેટલાક સેવો પકાવીને તેનુ પાણી (ઓસામણ) પણ એમા નાખી દે છે અને જો છીપાઓને ત્યાથી તૈયાર મળી આવે તો બનાવવાની જરૂર નથી

**લીલો રગ**—પ્રથમ કપડાને ગળીમા રગીને ફરી પાણીમા હળદર ઉકાળી તેમા કપડુ બોળી અને સુકાઇ જવાદે ફરી કાકડા સીંગીને છુંદી પાણીમા ઉકાળી ગાળી લઇ તે પાણીમા બોળે પછી સુકવી નાખે ફરી ફટકડીના પાણીમા નાખી મમળે.

**કાહી લીલો રગ**–પહેલા હળદરને ઝીણી વાટી સાજીખારનુ પાણી તેમા મેળવી થોડીવાર કપડાને તેમા પડયુ રહેવાદે ફરી સાબુના પાણીથી તેને ધોઇ ખાટી છાછમા ફટકડી વાટી મેળવી તેમા કપડાને રગે

**બદામી રગ**–પહેલા કપડાને સહેજ ગેરૂ આપે ફરી સુકવી દે તુનને હાવન દસ્તામા તેના બીયા લઈ પાણીમા બે ત્રણ જોશ આપે અને કોઇ વાસણમા પહેલા થોડુ પાણી લઈ તેમા અડધો રગ મેળવી કપડાને ડુબાવી દે જો રગ ફીકો ચઢે તો બાકીના બીજા અડધા રગને પણ નાખી દે

**પાકો ઉદો રગ**—પતગ શીરી અને થોડાક ચુનાને પાણીમા જોશ દઇ તેને સાફ કરી ફટકડી નાખી કપડાને બોળે અને કેટલાક મોટી હયડે અને સહેજ કસીસ પણ વાટીને નાખે છે

**પાકો લાલ રગ**—પતગ શીરો ત્રણ નવટાક મગાવી તેને કુટી ઝીણા ઝીણા ટુકડા કરી નાખે અને બશેર પાણીમા સહેજ જોશ દઇ આખી રાત પલાળી રાખી સવારે ફરી જોશ આપે જ્યારે અડધુ પાણી રહી જાય સાફ કરી રાખીવે ફરી તેટલુજ પાણી નાખી બીજી વાર જોશ આપે જ્યારે અડધુ પાણી રહી જાય તેને સાફ કરી જુદુ રાખે

પ્રથમ મોટી હયડે એક તોલો વાટી પાણીમા મેળવી તેમા કપડાને બોળી નીચોવી સુકવી દે ફરી સફેદ ફટકડી એક તોલો વાટી તેના પાણીમા કપડાને બોળે અને નીચોવી સુકવી દે ફરી પતગશીરીના બીજી વખત ઉકાળેના પાણીમા કપડને રગી સુકવી દે ફરી પહેલીવાર જોશ આપેલા પાણીમા એક તોલો સફેદ ફટકડી વાટી હાથથી એટલુ હલાવે કે તેમા ફીણ આવી જાય અને એક પહોર સુધી કપડાને તેમાં ભીંજવી રાખે ફરી નીચોવી સુકવી દે ફરી એક તોલો મોટી હળડે વાટી પાણીમા મેળવી તેમા કપડા બોળે અને થોડીવાર તેમા રહેવાદે ફરી નીચોવી સુકવી દે

**પીસ્તાઈ રંગ**—પ્રથમ કપડાને હળદરનો રંગ આપે ફરી સાબુના પાણીમા ભીજવી દે ફરી ખાટા લીંબુનો રસ પાણીમા નીચોવી તે પાણીમા બોળે અને નીચોવી સુકવીદે

બીજી રીત—પ્રથમ ચાર માશા ગળી વાટી પાણીમા નાખી કપડાને તેમા રંગે ફરી ફટકડીને વાટી તેના પાણીમા બોળી સુકવીને ફરી છ તોલા હળદર પાણીમા નાખી તેમા બોળી સુકવીલે અને ફરીથી ફટકડીના પાણીમા બોળે અને સુકવીદે ફરી નાસપાલ છ તોલા પાણીમા જોશ દઇ તેમા કપડાને બોળી સુકવીદે

**ફીરોજી રંગ**—પહેલા પત્થરના ચુનામા કપડાને હલકો રંગીને ફરી મોરથુથાને વાટી પાણીમા મેળવી રંગ તૈયાર રાખે અને તેમાથી થોડો થોડો રંગ જુદો જુદો લઇ કપડાને રંગતા રહે અને સુકવ્યા કરે જ્યારે મરજી મુજબ રંગ ચઢી જાય ફટકડીના પાણીમા બોળી સુકવીને

## થોડાક લેખાંનુ વર્ણન.

હિસાબના નાના કાયદાઓને લેખા કહે છે તેમનાથી સહેલાઇથી મોઢે હિસાબ થઇ જાય છે અત્રે થોડાક એવા લેખા લખવામા આવે છે જેમની જરૂર વધારે પડે છે

(૧) જેટલે રૂપિએ મણુ તેટલા આનાનુ અઢી શેર જેમકે એક મણુ ચોખા આઠ રૂપીએ હોય તો આઠ આનાના અઢીશેર થશે

(૨) જેટલા શેરનો રૂપિઓ તેટલા મણુના ચાલીશ રૂપિઆ જેમકે એક રૂપિઆનુ દોઢ શેર ઘી હોય તો ચાલીશ રૂપિઆનુ દોઢ મણુ થયુ

(૩) જેટલા શેરનો રૂપિઓ તેટલા અધોળનો એક આનો જેમકે રૂપિઆના વીશ શેર ઘઉ આવતા હોય તો એક આનાના વીશ અધોળ એટલે સવાશેર આવશે

(૪) એક રૂપીઆની જેટલી ધડી (પાચશેર) તેટલા મણુના આઠ રૂપીઆ જેમકે એક રૂપીઆના ચાર ધડી ઘઉં આવે તો આઠ રૂપીઆના ચાર મણુ આવશે

(૫) એક રૂપીઆનુ જેટલા વાર કપડુ આવે તેટલી ગીરેહ એક આનામાં આવશે જેમકે એક રૂપીઆનુ ચાર વાર નાન કલાક આવતુ હોય તો એક આનાનુ ચાર ગીરેહ આવશે

## બાર માસનાં અરબી તથા હિંદી નામો

| | અરબી નામ | હિંદી નામ |
|---|---|---|
| ૧ | મોહર્રમ | મોહર્રમ |
| ૨ | સફર | તેજી |
| ૩ | રબીઉલ અવ્વલ | મૌલુદ |
| ૪ | રબીઉ આખર | અગ્યારમી |
| ૫ | જમાદીલ ઉલા | શામદાર |
| ૬ | જમાદીલ ઉખરા | શાઆલમ |
| ૭ | રજબ | રજજબ |
| ૮ | શાબાન | સુબરાત |
| ૯ | રમઝાન | રમઝાન |
| ૧૦ | શવ્વાલ | ઇદ |
| ૧૧ | ઝીલ કઅદા | ખાલી |
| ૧૨ | ઝીલ હજજ | બકરીદ |

## હીંદી મહીનાઓ અને મોસમ અને ફસલો

ફાગણુ ચૈત્ર વૈશાખ જેઠ આ ચાર મહીના ઉનાળાના છે અને અસાડ શ્રાવણુ, ભાદરવો, આસો આ ચાર માસ ચોમાસાના છે અને કારતક, માગશર, પોષ, મહા આ ચાર માસ શીઆળાના છે એ મહીનામા વરસાદ થાય છે તેને માવઠુ કહે છે અને યાદ રાખો કે ત્રીજે વર્ષે એક મહીનો બે વાર આવે છે તેને અધીક માસ કહે છે અને આપણુ યાદ રાખો કે આ મહીના ચાદરાતથી શરૂ થતા નથી બલકે ચાદરાત અગાઉ બે એક દિવસ શરૂ થાય છે અને જે ફસલમા ઘઉ, ચણા પાકે છે તેને રબીઅ અને અસાડી કહે છે અને જે મોસમમા ચોખા અને નાનુ અનાજ પાકે છે તેને ખરીફ શ્રાવણી કહે છે

## દિશાઓના નામ

જે તરફથી સૂર્ય નીકળે છે તેને મશરેક કહે છે અને તેને પૂર્વ પણ કહે છે અને જ્યા સૂર્ય આથમે છે તે મગરેબ કહેવાય છે એને પશ્ચિમ પણ કહે છે અને જ્યારે મશરેકની તરફ મોઢુ કરી ઉભી રહે તો જમણી હાથની દિશા જોનૂબ અને દક્ષિણ કહેવાય છે અને ડાબા હાથની દિશાને શિમાલ અને ઉત્તર કહે છે, અને કુતુબ તારો એજ તરફ દેખાય છે

## કેટલાક પોષ્ટના કાયદા

ભણ્યા ગણ્યા માણસોને એનુ કામ પડે છે

**કાગળનો કાયદો**—(૧) બે પૈસામા જે કાર્ડ મળે છે જો તેને મોકલવો હોય તો સરનામાની તરફ જમણી બાજુએ અડધામા ફક્ત જેનો પાસે મોકનો તેનુ નામ અને પુરૂ ઠેકાણુ લખો કેટલાક લખી દે છે કે જવાબ તુરત આપશો અથવા બિસ્મીલ્લાહ કે તેના અદદ અથવા માશા અલ્લાહ અથવા ઈનશા અલ્લાહ વગેરે બીજુ કંઈ પણ લખી દે છે અથવા ફુલ પાન બનાવે છે એથી તે નોટપીટ થઇ જાય છે એટલે જેની પાસે જાય છે તેને એક આનો આપવો પડશે અને બાકીના અડધા ભાગમા જે ચહો લખો અને એજ ભાગમાં પોતાનુ નામ સરનામુ અને તારીખ પણ લખી દો

(૨) લેનારનુ સરનામુ સાફ અને પુરૂ લખવુ જોઇએ અને જો કોઇ નાના ગામડામા મોકલો તો જીલ્લાનુ નામ પણ લખો અને જો મોટા શહેરમા મોકલો તો મહોલ્લાનુ નામ અને મકાનના નબર પણ લખો

(૩) જો એક આનાવાલુ પરબીડુ મોકલો તો તેમા કાયદા ના ૧ મા જણાવેલી ચીજો લખવામા વાંધો નથી પણ બધી જગ્યા ચીતરો નહીં નહિ તો પોસ્ટવાલાઓને અગ્રેજી લખવુ પડે છે તો તે કયા લખશે અલબત પરબીડાની પાછળ પણ લખી શકો છો

(૪) જો પોસ્ટ કાર્ડ જેટલા લાબા, પહોળા, ચીકણા જાડા કાગળને કાપી તેના ઉપર બે પૈસાની ટીકીટ લગાવી આપો તો તે પણ પોસ્ટ કાર્ડ થઇ જાય છે અને જો તેના ઉપર ટીકીટ લગાડશો નહિ તો તે પહોચશે નહિ પોસ્ટવાલા લાવારેસી કાગળોના દફતરમા મોકલી આપશે અને જો પોસ્ટકાર્ડથી મોટો કે નાનો, લાબો કે પહોળો હશે તો નોટપીટ થશે એને પ્રાઇવટ પોસ્ટકાર્ડ કહે છે એવા કાગળની ડાબી બાજુએ સરનામા તરફ પણ લખી શકાય છે પણ આ વાતનુ ધ્યાન રહે કે અડધો ભાગ સરનામુ લખવા તથા પોસ્ટની છાપ માટે ખાલી રહે અને જો જમણી તરફ લખો ડાબી તરફ સરનામુ લખશો તો પણ નોટપીટ થશે અને સાદા પરબીડા ઉપર એક આનાની ટીકીટ લગાવી દેવાથી એક આનાનુ પરબીડુ થઈ જાય છે અને જો ટીકીટ લગાડે નહિ તો બે આનાનો નોટપીટ થાય છે પણ પરબીડાને ગુદર વગેરેથી ચોટાડી દો જો ચોટાડશો નહિ તો લાવારસી કાગળોમા પોસ્ટવાળા મોકલી આપશે જો ટીકીટ ન હોય તો પોસ્ટકાર્ડની છબી બે પૈસાની ટીકીટને બદલે અને સરકારી પરબીડાની છબી એક આનાની ટીકીટને બદલે લગાડો નહિ નહિતો નોટપીટ થઇ જશે પહેલા એની રજા હતી હવે મનાઈ થઇ ગઇ છે

(૫) કાર્ડ કે પરબીડાને એ મુજબ ધોવા નહિ કે ટીકીટ મેલી થઇ જાય અને બહુ મસળાએલી અને મેલી ટીકીટ પણ લગાડો નહિ કે જેથી શક થાય અને ટીકીટ પર પોતાનુ નામ લખો નહિ ન લીટી દોરો ટીકીટને તદન ખાલી રહેવા દો નહિ તો ટીકીટ નકામી થઇ કાગળ નોટપીટ થશે

(૬) કેટલાક લોકો એક કાર્ડ સાથે બીજો સીવીને મોકલે છે જેથી તે નોટપીટ થઇ જાય છે જો જવાબ માટે કાર્ડ મોકલવો હોય તો એક આનાનો રીપ્લાઇ (જોડાયલો) કાર્ડ આવે છે તે મગાવી લો.

(૭) પરબીટામા કાગળ મૂકી કાટામા એક તરફ મૂકી બીજી તરફ અઢી તોલા મૂકી તોળી લો જો અઢી તોલાથી વધારે ન હોય તો એક આનમા જશે અને જો એથી વધારે હોય તો તેનો આ હિસાબ છે કે દર અઢી તોલા વજનના વાસ્તે એક એક આનાવાલી ટીકીટ વધતી જશે અને જો વગર ટીકીટે મોકલશો તો નોટપીટ થશે અને હિસાબથી જેટલી ટીકીટ અહીં લાગે તેથી બમણા પૈસા જેની પાસે કાગળ જાય છે તેને આપવા પડશે જો તે માણુસ નોટપીટ કાગળ લેવા ના પાડે તો તે કાગળ તમને પાછો આપવામા આવશે અને તમને બે આના આપવા પડશે અને જો તમે પણ લેશો નહિ તો પોસ્ટના કાયદા મુજબ તમારા દરેક કાગળો સરકારી કાગળ સિવાય પોસ્ટમાજ રાખી મૂકશે અને જ્યા સુધી તમે મહેસુલ આપશો નહીં ત્યા સુધી તમને આપશે નહિ

(૮) એક પરબીટામા કેટલાક કાગળો લખી લખી મૂકો નહિ કે તે તેને વહેચનો ફરે કેમકે એ પોસ્ટના કાયદા વિરૂદ્ધ છે જેથી શરીઅતથી પણ મના છે હા તેજ માણુસના કાગળમા બીજાને પણ બેચાર લીટીઓ લખી દે તો કઇ વાધો નથી.

(૯) કાગળ અથવા પારસલ પર જેટલાની ટીકીટ લગાડવી જોઇએ તેથી ઓછી હશે તો જેટલી ઓછી છે તેથી બમણા પૈસા લેનાર પાસેથી લેવામા આવશે

## બડલ અથવા બુક પોસ્ટના કાયદા.

(૧) કોઇ કિતાબ અથવા પેપર કે જાહેર ખબર અથવા એવા કાગળો જેની કીમત કાગળ જેવી ન હોય જો એવી રીતે કાગળમા લપેટી બધ કરો કે બને તરફથી ખુલ્લુ રહે તેને બુક પોસ્ટ કહે છે તેને પાચ રૂપીઆ અથવા દશ પૈસાથી વજન કરી લો જો પાચ રૂપીઆ ભારથી વધારે ન હોય તો બે પૈસામા જશે અને જો એથી વધેતો દશ રૂપીઆ ભાર સુધી એક આનામા જશે અને જો એથી વધારે હોય તો દરેક પાચ તોલા ઉપર બે પૈસાની ટીકીટ વધારો

(૨) બુક પોસ્ટમા કાગળ લખીને મુકવાની મનાઇ છે

(૩) જો અહી ટીકીટ લગાડશો નહિ તો નોટપીટ થઇ જશે અને જેટલી ટીકીટ હિસાબથી અહી લાગે તેથી બમણુ મહેસુલ ત્યા તેને આપવુ પડશે જેના નામ ઉપર જાય છે જો તે ન લે તો મોકલનાર પાસેથી બમણુ મહેસુલ લેવામા આવશે,

## રજીસ્ટરના કાયદા.

(૧) જો કાગળ કે બુકપોસ્ટની વધારે સભાળ ચાહોતો તેને રજીસ્ટર કરો એટલે જેટલી ટીકીટ મહેસુલના હિસાબથી લાગે છે તેથી બે આના વધારે ખરચ કરો, તમે પોતે ટીકીટ લગાડો અથવા પોસ્ટમા પૈસા મોકલાવો અને લઇ જનારને કહો કે પોસ્ટ માસ્તરને કહે કે એને રજીસ્ટર કરવુ છે, તો ત્યાથી એક રસીદ મળશે તેને સાચવીને રાખો

(૨) જો તમો ચાહો કે જેની પાસે મોકલો છો તેના હાથની લખેલી રસીદ પણ આવી જાય કે જેથી તે નકાર કરી શકે નહી કે અમારી પાસે કાગળ કે પારસલ વગેરે પહોચ્યુ નથી તો એક આનો વધુ કરો અને પોસ્ટ માસ્તરને કહેવામા આવે કે જવાબી રજીસ્ટર કરવાનુ છે પોસ્ટમાથી તો એક રસીદ મળશે પણ જ્યારે તે ચીજ ત્યા પહોચશે પોસ્ટવાળા એક પહોચ પર લેનારની સહી કરાવી તમારી પાસે મોકલી આપશે

(૩)જેના ઉપર મોકલવુ હોય તેનો પુરેપુરો પતો અને નામ નેમ તમારૂ નામ અને ઠેકાણુ સાફ ચોખ્ખા શબ્દોમા લખો કે પહોચવામા વાધો આવે નહિ અને જો તે માણુસ નહિ મળે તો અથવા લેવાની ના પાડે તો તમારી પાસે પાછુ આવ્વામા વાધો આવે નહિ નહિ તો લા વારસી કાગળોના દફતરમા પહોચાડશે

અને ત્યા ખોલી જોશે જો અદર સાફ પનો મળશે તો તમારી પાસે પહોચશે પણ વાર લાગશે

## વીમાના કાયદા.

(૧) જો તમને કોઈ કીમતી ચીજ મોકલવી હોય જેમકે નોટ, સેનુ ચાદી વગેરે તો તેનો વીમો કરાવો તેનો કાયદો આ છે કે જે ચીજનો વીમો કરાવવો હોય તેની ઉપર એક એક ઇચના છેટે સારી લાખની મહોર (સીલ) કરો મહોર પર કોઇ માણસનુ નામ કોતરેલુ હોવુ જોઇએ પૈસાની કે રૂપિઆની મહોર ન કરવી જોઇએ અને તેની ઉપર લેનારનુ સરનામુ તેમ પોતાનુ પણ સાફ લખવુ જોઇએ અને વીમાની કીંમત લખવી જોઇએ જેમકે રૂા ૨૦૦) અકે બસોનો વીમો વગેરે

(૨) જો પચાસ રૂપિઆથી ઓછાનો વીમો છે તો મહેસુલ ઉપરાત એક આનો જોખમદારીનો વધારે લેશે અને જો પચાસથી વધારેનો હોય તો દરેક પચાસ ઉપર એક આનો વધતો જશે પોસ્ટમાથી તમને એક રસીદ મળશે તેને સાચવીને રાખો

(૩) બે હજાર રૂપિઆથી વધુનો એક વીમો જઈ શકતો નથી

(૪) વીમાને માટે પોસ્ટમાથી રજીસ્ટરનુ પરબીડુ મગાવવુ ઘણુ સારૂ છે તે પરબીડાની અદર કપડુ હોય છે તેની કીંમત નાનાની ત્રણ આના અને મોટાની સાડા ત્રણ આના હોય છે એમા ઘણી સભાળથી નોટ વગેરે જાય છે આ પરબીડા ઉપર ફરી રજીસ્ટરના મહેસુલ વગેરેની જરૂર નથી જો પરબીડાનુ વજન અઢી તોલાથી વધુ ન હોય તો વગર ટીકીટે રજીસ્ટર થશે અને જો વધારે હોય તો દર અઢી તોલે એક એક આનાની ટીકીટ વધશે

(૫) સીક્કા, સોનુ, ચાદી કીમતી પથ્થર, ઝવેરાત, નોટ તેમ સોના ચાદીની બનેલી ચીજો માત્ર વીમાથીજ જઈ શકે છે જો વીમા વગર મોકલવામા આવશે તો પોસ્ટને ખબર પડવાથી લેશે નહિ અથવા મોકલી આપશે તો લેનાર પાસેથી એક રૂપિઓ દડ લેશે

## પારસલના કાયદા.

(૧) કોઇ ઘરેણુ અથવા રૂપિઆ કે દવા, અત્તર કે કપડુ વગેરેને ડાબલી અથવા બોકસ વગેરેમા બધ કરી ઉપર કપડુ ચઢાવી ચારે બાજુથી કપડુ સીવી લેવુ એને પારસલ કહે છે. તેને ચાલીસ રૂપિઆ અથવા એક રતલથી વજન કરીતો જો એથી વધારે ન હોય તો ત્રણ આનાની ટીકીટ લગાડીદો અને જો એથી વધુ હોય તો દર ચાલીસ રૂપિઆભારપર અગીઆર શેર જતા સુધી ત્રણ આનાની ટીકીટ લગાડો અગીઆર શેરથી વધુ હોય તો વીશ શેર સુધી દર ચાલીસ રૂપિઆભાર પર ચાર આનાની ટીકીટ લગાડો

(૨) વીશ શેરથી વધુ વજનનુ પારસલ પોસ્ટથી જઈ શકતુ નથી

(૩) પારસલમા એક કાગળ મૂકવાની રજા છે પણ તે કાગળ પારસલ લેનારનાજ નામનો હોય

(૪) પારસલની દરેક સીવણ ઉપર ગરમ લાખથી સીલ કરીદો એથી સભાળ રહેશે

(૫) એટલુ નાનુ પારસલ બનાવો નહિ જેમા પોસ્ટના સીક્કાની જગા ન રહે

(૬) પારસલ નોટપીટ જઇ શકતુ નથી

## મનીઓડરના કાયદા.

(૧) જો તમારે કાઈ જગાપર રૂપિઆ, આના મનીઓડરથી મોકલવા હોય તો પોસ્ટથી એક ફાર્મ મગાવી લો આ એક છાપેલો કાગળ હોય છે અને તેમા જેવી રીતે લખ્યુ છે તે પ્રમાણે લેનારનુ નામ અને પુરૂ ઠેકાણુ અને પોતાનુ નામ અને ઠેકાણુ તેમ રૂપિઆ આનાની ગણત્રી બધુ લખી તે ફાર્મ અને રૂપિઆ પોસ્ટમા મોકલી આપો અને સાથે મનીઓડર ફી પણ મોકલી આપો જેને હમણા બતવવામા આવશે

પોસ્ટમાથી તમને એક રસીદ મળશે તેને પોતાની પાસે રાખો જ્યારે રૂપિઆ ત્યા પહોચી જશે લેનારની સહી એક કકડાપર કરાવી તે કકડો પોસ્ટથી તમારી પાસે પહોચાડવામા આવશે ફરી તમને પહેલી રસીદ સાચવવાની જરૂર નથી

(૨) મનીઓડરનુ મહેસુલ આ પ્રમાણ છે કે દશ રૂપિઆ સુધી ગોડે એક બેઆના મોકલો તો પણ મહેસુન બેઆના પડશે અને પચ્ચીશ સુધી ચાર આના એજ હિસાબથી આગળ વધતુ જશે એટલા સુધી કે સો રૂપિઆ ઉપર એક રૂપિઓ મહેસુન છે

(૩) આ ફાર્મની બાજુએ નાનો કોરો કકડો હોય છે તે ઉપર કાગળ લખવાની રજા છે નનારને જે જોઇએ તે લખો

(૪) લેના નુ નમ તથા ઠેકાણુ બહુ સાફ અને ખરૂ હોવુ જોઇએ જો ઠેકાણુ ખરૂ ન હોવાથી બીજા કોઇને મનીઓડર અપાઇ જશે તો પોસ્ટ જોખમદાર નથી

(૫) જો લેનાર ઇનકાર કરે અથવા ઠેકાણુ ખોટુ હોવાથી મનીઓડર વહેચાઇ ન શકે તો મોકલનારને પાછો મળશે પણ મનીઓડરનુ મહેસુન મળશે નહિ

થોડાક કાયદા જે વખતો વખત ઉપયોગી હતા લખી દીધા છે જો કોઇ વધારે વાત પુછવી હોય તો પોસ્ટ ઓફીસથી પુછાવી લેવી અને કદી કદી કાયદા પણ બદલાઇ જાય છે પણ જ્યારે બદલાશે તો કોઇપણ પ્રકારે ખબર પડી જશે

## કાગળ- લખવા વાચવાની પધ્ધતી અને કાયદા.

આ વાતનો આ કિતાબના પહેલા ભાગમા વાચી ચુકયા છો કે મોટાને કેવી રીતે કાગળ લખવો અને પરચીઠુ લખવાનો શુ કાયદો છે હવે અહી કેટલીક ઉપયોગી જરૂરી વાતો બતાવીએ છીએ

(૧) કલમ બનાવતા શીખો ( ૨ ) જ્યારે લખવુ શરૂ કરો તો મોટા કલમથી તખતીપર લખ્યા કરો જ્યારે હાથ બેસે ઉસ્તાદની રજા લઇ સહેજ બારીક કલમથી જાડા કાગળપર લખો જ્યારે હાથ ખુબ બેસી જાય ત્યારે બારીક કલ મથી પાતળા કાગળ પર લખો

(૩) ઉતાવળા લખો નાહ ખુબ સભાળી અક્ષરોને સુધારી લખો જે કિતાબને જોઇ જોઇ ને લખો અથવા ઉસ્તાદે જેવા હરફ બનાવી આપ્યા હોય તો બનતા સુધી તેવાજ હરફ બનાવો જ્યારે લખાણ પકુ થઇ જાય ફરી જલદી લખવામા વાધો નથી

(૪) લાબા લ બા તેમ મેલી કદી પણ લખો નહિ

(૫) જો કોઇ વાક્ય ખોટો લખાયો હોય અથવા જે વાત લખવી ન હતી તે લખાઇ ગઇ તો તેને થુક કે પાણીથી ભુસનો નહિ લખનારાઓની નજીક એમ સમજાય છે બલકે તેટલા લખાણ ઉપર એક લીટી દોરી તેને કાપી નાખો અને જો તે વાતને સતાડવી હોય તો તેના ઉપર ખુબ સાહી ફેરવીદો અથવા કાગળ બદલી નાખો

(૬) ઝીણા ઝીણા અક્ષર અને વાકાચુકા લખો નહિ

(૭) દરક રકમના લખેલા કાગળો વાચો એથી કાગળ વાચવુ આવડી જશે

(૮) જે મરદનો શરીઅત મુજબ પરદો હોય તેને સખ્ત લાચારી સિવાય કદી પણ કાગળ લખો નહિ

(૯) કાગળમા કોઇને કોઇ બેશરમી કે મશ્કરીની વાત લખો નહિ

(૧૦) જે કાગળ કોઇ ઠેકાણે લખો પોતાના ધણીને દેખાડી આપો અને જેનો ધણી ન હોય તે પોતના ઘરના મરદને, બાપને, ભાઇને જરૂર દેખાડે એમા એક તો આ ફાયદો છે કે અલ્લાહ પાકે મરદોને વધારે અક્કલ આપી છે બખતે

કોઈ વાત ગેરવાજબી લખાઇ હોય અને તમારી સમજમા ન આવી હોય તે સમજી કાઢી નાખશે અથવા સુધારી આપશે બીજો ફાયદો આ કે તેમને કોઇ વાતનો શક પડશે નહિ યાદ રાખો કોઇ ઓરતપર શક થવો ઓરતને મરી જવાની વાત છે તો એવુ કામ શા માટે કરો કે જેથી તમારા ઉપર કોઇને શક આવે અને એવીજ રીતે જે કાગળ તમારી પાસે આવે તે પણ પોતાના મરદોને દેખડો હા ધણીને જે કાગળ લખે અથવા ધણીનો કાગળ આવે તો તે ન દેખાડવામા કઇ વાંધો નથી તો પણ આવેના કાગળનુ તેમ મોકલવાના કાગળનુ પરબીડુ ઉપરથી બતાવી દો

(૧૧) બનતા સુધી પરબીડુ મરદોના હાથે લખાવો કોઇ વખત એવી વાત થઇ જાય છે કે કચેરી કોર્ટમા કોઇ વાત પુછવા માટે જવુ પડે છે તો ઓરતો માટે એવી વાત કેટલી ગેરવાજબી છે

(૧૨) કાર્ડ અથવા પરબીડુ અગર સર નામા તરફથી કઈ બગડી જાય તો તેને કદી ધુવો નહિ, કોઇ વખત ટીકીટની જગ્યા મેલી થઈ જવાથી પોસ્ટવાળાઓને શક પડે છે કદાપિ કેસ ન ઉભો થાય એક ઠેકાણે એવુ થયુ છે જ્યારે સરકારી માણસોએ પૂછ્યુ તો તે ઓર તને ઝાડો લાગી ગયો મહા મુશ્કેલીથી તે વાતનો ફેસલો થયો અને એવીજ રીતે મેલી ટીકીટ પણ ચોઢો નહિ

(૧૩) જે કાગળ સરકારી કોર્ટમા રજુ કરવાના કામનો હોય તેના ઉપર કોઇ લાચારી સિવાય પોતાની સહી કદી કરો નહિ

(૧૪) ઉમગમાને ઉમગમા અથ । સવા-બને માટે અખી દુન્યાના કાગળો લખી દો નહિ કોઇ લાચારી આવી પડે તો ખેર જેમ કે કોઇ ગરીબનુ જરૂરી કામ અટકયુ હોય અને કેઈ લખનાર ન હોય તો લાચારીની વાત છે નહિ તો કહી દો કે હુ કઇ મુન્શી નથી તેમ મારા લખાણુ પર ગેર મરદોની નીગાહ પડે એ બે શરમીની વાત છે પોતાની જરૂર માટે બેચાર લીટા કરી લઉ છુ તમે બીજા કોઇ પાસે લખાવી લો કરણુ આ છે કે કેટલેક ઠેકણે એવી એવી વાતોથી બુરા મરદોની નૈયત બગડી ગઇ છે અલ્લાહ બુરા વખતથી બચાવે

(૧૫) જ્યારે કાગળનો જવાબ લખી રહો તો તે કાગળને ચુલામા બાળી નાખો એમા એક તો કાગળની બેઅદબી થતી નથી આમ તેમ અથડાશે નહિ બીજુ કાગળમા હજારો વાતો હોય છે ખુદા જાણે કોની કોની નજર પડે પોતાના ઘરની વાત બીજે ઠેકાણે પહોચવાની શુ જરૂર છે અલબત કોઇ ખાસ કારણુને લીધે થોડા દિવસ માટે રાખવની જરૂર હોય તો બીજી વાત છે પણ રાખો તો સભા ળીને પેટી વગેરેમા મૂકો આમ તેમ રખડે નહિ

(૧૬) જો કોઈ છાની વાત લખવી હોય તો પોસ્ટ કાર્ડમા લખો નહિ

(૧૭) કાગળમા તારીખ મહીનો સન જરૂર લખો જે મહીનામા કાગળ લખો છો તેનો જે દિવસ હોય તેને તારીખ કહે છે જેમકે હાલ જાણે જમાદીલ ઉખરાનો મહીનો છે અને આજ તેનો અઢારમો દિવસ છે તો અઢારમી તારીખ થઇ એના લખવાની આ રીત છે કે જે તારીખ હોય તેનો આકડો લખી તેના પછી મહીનાનુ નમ લખો જેમકે જમાદીલ આખરની અઢા રમી તારીખને આ પ્રમાણે લખો ૧૮ જમદીલ ઉખરા અને સન વરસને કહે છે અમારા મુસ-લમાનોમા જ્યારે રસુલુલ્લાહે (સ.) મક્કા શરી ફથી મદીના મુનવ્વરાની તરફ હિજરત ફરમાવી હતી ત્યારથી વરસોનો શુમાર થાય છે તો અત્યાર સુધી ૧૩૨૨ વરસ થઈ ગયા છે તો એજ સન થયા અને એને હિજરી સન કહે છે કેમકે હિજરતના હિસાબથી છે અને તેરસો બાવીશ આ પ્રમાણે લખો કે પહેલા શબ્દ સન લખી પછી તેના આકડા લખવા અને ત્યાર

બાદ હિ બનાવીશુ આવી રીતે "સન ૧૩૨૨ હિ' અને આ સન મોહર્રમના મહીનાથી બદલાય છે એટલે હવે જે મોહર્રમ આવશે તેનાથી તેરસો તેવીશ શરૂ થશે તો ૧૩નો આકડો તો કાયમ રહેશે અને બાવીશની જગા ત્રેવીશનો આકડો લખાશે આવી રીતે સા ૧૩૨૩ હિ આ પ્રમાણે દર મોહર્રમથી આ આકડાને બદલતા રહીશુ કે બીજા મોહર્રમથી ૨૩ને બદલે ૨૪ લખીશુ ત્રીજા મોહર્રમથી ૨૪ની જગ્યાએ ૨૫ લખીશુ અને તેરનો આકડો તેજ પ્રમાણે કાયમ રહેશે જ્યારે સીત્તેર વર્ષ વહી જશે અને પુરા ચૌદસો વરસ થશે ત્યારે આ ૧૩નો આકડો બદલાશે તે જમાનાના જે લોક હશે તે પોત પોતામા તેના લખવાની રીત પુછી લેશે તારીખ અને સન લખવામા ઘણા ફાયદા છે એક તો આ જણાઇ આવે છે કે આ કાગળને આવ્યાને કેટલા દિવસ થયા વખતે તેમા કોઇ વાત લખી હોય અને હવે મોકો ન રહ્યો હોય તો ધોકો થશે નહિ બીજુ અગર એક કાગળમા એક વાત લખી હોય અને બીજામાં તેથી ઉલટી હોય તો તારીખ અને સન હશે નહિ તો જોનારને માલમ ન પડશે કે એમાં પહેલો કયો છે અને પાછલો કયો અને હુ કઈ વાત કરૂ અને કઇ ન કરૂ જો તારીખ અને સન હશે તો તેથી જણાઈ આવશે કે નવાણો કાગળ પાછળનો છે તેના મુજબ કરવુ જોઇએ અને બીજા પણ અનેક ફાયદા છે

(૧૮) સરનામુ બહુજ સાફ લખો ત્યાનુ તેમ અહીનુ પણ ચોખ્ખા અક્ષરોમાં હોવુ જોઇએ નહિતો કોઇ કોઇ વખત ઘણી અડચણ પડે છે કદી તો કાગળ પહોચતો નથી અને કદી જવાબ મોકલતી વખતે સરનામુ વચાતુ નથી જેથી જવાબ આવતો નથી અને દરેક કાગળમા પોતાનુ પુરૂ ઠેકાણું લખો વખતે બીજાને યાદ હોય ન હોય અને પહેલો કાગળ પણ ઠેકાણે ન હોય

(૧૯) એવા કાગળ પર અથવા એવી સાહીથી લખો નહીં કે અક્ષર ફેલાઇ જાય અથવા ફુટી નીકળે કે વાચતા અડચણ પડે અને વધારે જાડો પણ ન હોય કે નકામુ વજન વધવાથી મહેસુલ વધી જાય

(૨૦) કાગળ આડા અવળો લખો નહિ કે બીજો શોધ્યા કરે કે એના પછીની ઇબારત કઇ છે એક બાજુથી સીધુ સીધુ લખો અને તરતીબથી લખતા જાવ જેથી વાચનાર સીધો વાચી જાય

(૨૧) જ્યારે એક પાનુ લખી રહો તો તેને રેતીથી અથવા શાહી ચુસથી (બ્લાટીંગથી) ખુબ સુકવી લો ફરી બીજુ પાનુ લખો નહિ તો અક્ષર છેકાઇ જશે વચાશે નહિ

(૨૨) કેટલાકની ટેવ હોય છે કે કલમમા સાહી વધારે ભરી લે છે ફરી તેને ચટાઈ પર કે બીછાણાપર અથવા દીવાલપર ખખેરી સાહી ઓછી કરે છે આ એ તમીજની વાત છે પહેલેથીજ સાહી સભાળીને લો જો વધારે આવી જાય તો ખડીયામાજ ખખેરી નાખો

# કિતાબનો છેવટ જેમાં ત્રણ મજમુન છે

## પહેલો મજમુન

### એમાં વધારે ઈલમ હાસલ કરવાની રીત અને કેટલીક કિતાબોના નામ છે

આ કિતાબમા અમે ખુદા પાકની મદદથી ખુબ વિચારી વિચારીને દીન અને દુનિઆની મર્વે એવી જરૂરી વાતો લખી છે જેમનુ રરવાર કામ પડે છે જો વધારે વાતો જાણવી હોય તો તેના ત્રણ તરીકા છે એક તો આ કે મરદોની માફક ફારસી પઢી આગળ અરબી પઢવુ શરૂ કરી દે અરબીમા ઘણી મોટી મોટી અને સારી સારી ઇલમની વાતો છે અને ખરી વાત તો આ છે કે દીનના ઇલમની મજા અને પૂરેપૂરી ખબર અરબી વગર હાસલ થઇ શકતી નથી જો તેની હિમ્મત હોય તો આ કિતાબ તો પૂરી થવા આવી અલ્લાહનુ નામ લઈ તમે એક કિતાબ તૈસીરૂલ મુબતદી નામની જેને મારા એક દોસ્ત મૌલવી સાહેબે લખી છે અને મે બહુ શોખથી તેને લખાવી છે અને મને ઘણી પસંદ આવી છે અને મને સોપાયલા બચ્ચાઓને હુ તેજ પઢાવુ છુ અને તેમને એના પઢવાથી ઘણો લાભ થાય છે તમે તે કિતાબ મગાવી ખુબ સમજી સમજીને પઢવુ શરૂ કરી દો ફરી આગળ જે જે પઢવાનુ છે તેની તરકીબ તેજ કિતાબના પહેલા કાગળમા લખેલી છે તે મુજબ પઢતા રહેશો ખુદા ચાહે તો થોડાજ દિવસમા અરબી પઢવાની તાકાત થઇ જશે અમે અરબી પઢવાની પણ એક ટુંકાણમા અને જલદી લાયક થવાની રીત કાઢી છે તે તરકીબના બયાનનુ ઠેકાણુ પણ તેજ કિતાબના પહેલા કાગળમા લખેલુ છે તેની માફક અરબી પઢી લેવુ ઇનશા અલ્લાહ બે અઢી વરસથી ત્રણ વરસ સુધીમા તમે મોલવણ એટલે અરબીની જાણનાર બની જશો આલેમોના જે દરજ્જા છે તે તમને પણ મળશે આલેમો પ્રમાણે કુરઆન શરીફ, હદીસ શરીફની વાએજ કહેવા લાગશો આલેમો પ્રમાણે ફતવા આપવા લાગશો આલેમોની જેમ છોકરીઓને અરબી પઢાવવા લાગશો ફરી તમારી વાએજ અને ફતવાઓથી અને પઢાવવાથી અને કિતાબોથી જેટલાઓને હિદાયત થશે અને ફરી તેમનાથી જેટલા બીજાઓને હિદાયત થશે કેયામત સુધી સૌનો સવાબ તમારા અમાલ નામામાં પણ લખાતો રહેશે જુવો થોડી મહેનતમા કેવી મોટી દોલત નક્ત મળે છે સૌથી શ્રેષ્ટ તરીકો દીનના ઇલમને હાસલ કરવાનો આ છે

બીજો તરીકો આ છે કે જો તમારા ઘરમા આલેમ હોય તો પોતે અને જો ઘરમા ન હોય પણ શહેરમા કે ગામમા હોય તો પોતના મરદો અથવા હોશીયાર છોકરાઓની મારફત દરેક તરેહની દીનની વાતો આલેમોથી પૂછ્યા કરો પણ પૂરા આલેમ દીનદારથી મસઅલો પૂછો અને અધકચરો હોય અથવા દુનિયાની મહોબ્બતથી તેને દુરસ્ત ના દુરસ્તનો ખ્યાલ ન હોય તેની વાત ભરોસા પાત્ર નથી

ત્રીજી રીત આ છે કે દીનની ઉર્દુ ભાષાની કિતાબો પઢ્યા કરો અને ખુબ સોચી વિચારીને સમજ્યા કરો અને જ્યા સહેજ પણ શક રહે પોતાની સમજણ પ્રમણે મતલબ બનાવો નહિ બલકે કોઇ આલિમથી ખુલાસો કરાવીલો અને જો વખત મળે તો બહેતર આ છે કે તે કિતાબો પણ સબકની રીતે કેઇ જાણનારથી પઢીલો હવે આ સમજીલો કે દીનના નામથી ઘણી કિતાબો આ જમાનામા ફેલાઇ છે પણ તેમા કેટલીક કિતાબો સહી નથી અને કેટલીકમા કોઇ કોઇ ગલત વાત મળેલી છે અને કેટલીક કિતાબોની અસર દિલપર સારી થતી નથી અને જે કિતાબો દીનનીજ નથી તે તો દરેક પ્રકારે નુકસાન કારકજ છે પણ છોકરીઓ અને ઓરતો આ વાતને તદન જોતી નથી જે કિતાબનુ

મન થયુ ખરીદી પઢવા માંડી ફરી તેથી ફાયદાને બદલે નુકસાન થાય છે અકીદો બગડી જાય છે વિચારોમા બગાડ આવી જાય છે બે તમીજી, બેશરમી, શૈતાની પૈદા થાય છે નહક ઇલમ બદનામ થાય છે કે સાહેબ ઓરતોને પઢાવવુ, સારૂ નથી અસલ આ છે કે દીનનો ઇલમ તો દરેક રીતે સારીજ ચીજ છે પણ જો દીનનો ઇલમજ ન હોય અથવા તરીકા મુજબ હાસલ ન કરવામા આવે અથવા તેના ઉપર અમલ ન હોય તો તેમા ઇલમે દીન ઉપર શુ જોખમ થઇ શકે છે આ બેએહતેયાતીથી બચાવની આ રીત છે કે જે કિતાબ ખરીદવી કે જોવી હોય તેને પહેલા કોઇ આલિમને *દેખાડો જો તેઓ લાભકારક બતાવે તો તેને જુવો અને જો નુકસાનકારક બતાવે તો જુવો નહી બલકે ઘરમા પણ રાખો નહી જો ચોરી ચુપકીથી પોતાના કોઈ બચ્ચા પાસે જુવો તો તને અલગ કરીદો મતલબ કે આલેમોને દેખાડયા સિવાય અને તેમને પૂછયા સિવાય કોઈ પણ કિતાબ જુવો નહિ અને કોઇ કામ કરો નહિ બલકે જો આલિમ થઇ જાવ તો પણ પોતાથી વધારે જાણનાર આલિમથી પૂછપાછ રાખો પોતાના ઇલમપર ઘુમડ કરો નહી હવે યોગ્ય લાગે છે કે આ જમાનામા જે કિતાબોનો વધારે રિવાજ છે તેમાથી કેટલીક કિતાબોના નામ નમુના તરીકે બતાવીએ છીએ કે કઇ કિતાબો ફાયદા કારક છે અને કઇ કઇ નુકસાન કારક છે એ સિવાય બીજી જે કિતાબો છે તેમનો મજમુન જો ફાયદાકારક કિતાબોથી મળતો હોય તો તેમને પણ ફાયદાની સમજો નહિ તો નુકસાનકારક સમજો અને સહેલી વાત તો આજ છે કે કોઇ આલિમને દેખાડીદો

---

*પણ તે આલિમ મોહકકિક અને દીનદાર હોય નામનો મોલવી ન હોય કેમકે તેને પોતે એવા મામલાની જરાએ ખબર હોતી નથી તે બીજાને શુ દેખાડશે અ.

## કેટલીક કિતાબોના નામ જેમના જોવાથી ફાયદો છે

(૧) તફસીરે કાદેરી (૨) તફસીરે હુસેનીનો તરજુમો (૩) મશારેકુલ અનવારનો તરજુમો (૪) સલીકએ તરજુમએ અદબુલ મુફરેદ (૫) સલતુર રહમાન (૬) રાહેનજાત (૭) નમીહતુલ મુસ્લેમીન (૮) મિફતાહુન જન્નત (૯) બેહેસ્તકા દરવાજા (૧૦) હકીકતુસ્સલાતમઅ રિસાલએ બે નમાઝા (૧૧) રેસાલએ અકીકા (૧૨) રિસાલએ તજહીઝો તકફીન. (૧૩) કશફુલ હાજત તરજુમએ માલાબુદ્દ મિન્હો (૧૪) સફાઇ મોઆમલત (૧૫) તમીઝુલ કલામ (૧૬) મહાસેનુલ અમલ (૧૭) સઆદતે દારૈન (૧૮) સુબહકા સિતારા પણ એની રિવાયતો વધારે મજબુત નથી (૧૯) તાલીમુદ્દીન (૨૦) તોહફતુઝ ઝોજૈન (૨૧) ફેરૂઉલ ઇમાન (૨૨) જઝાઉલ આમાલ (૨૩) ઝમાનુલ ફિરદોસ (૨૪) રાહેકી શાદી (૨૫) ઝવાજેરે હિંદી (૨૬) મુનબ્બેહાત મુતરજમ (૨૭) ઝલઝલુસ્સાઅત (૨૮) તરજુમા શાહ રફીઉદ્દીન કે કયામત નામેકા (૨૯) નેસાબુલ એહતેસાબ ઉર્દુ (૩૦) ઇસલાહુર્રોસુમ (૩૧) શરીઅતકા લહ (૩૨) તમીહુલ ગાફેલીન (૩૩) આસારે મહશર (૩૪) ઝજરૂસ્શોબ્બાન વશ્શૈબહ (૩૫) ઉમદતુન્નસા એહ (૩૬) બેહિશ્ત નામા (૩૭) દોઝખનામા. (૩૮) ઝીનતુલ ઇમાન (૩૯) તમીહુન્નેસા (૪૦) તાલીમુન્નેસા મઅ દુલહન નામા (૪૧) હિદાયતુન્નિસવાન (૪૨) મિરઆતુન્નેસા (૪૩) તૌહફતુન્નસુહ (૪૪) તહઝીબુન્નીસવાન વ તરબેયતુલ ઇનસાન ભોપાલની બેગમ શાહ જહાની તસનીફ આ કિતાબ ઘણી સારી છે પણ એના મસલા અમારા ઇમામના મઝહબની માફક નથી તો એવા મસલ ઓમા બેહેસ્તી ઝેવરની માફક અમલ કરે. એવીજ રીતે ઇલાજની વાતોમા હકીમને પૂછવા વિના કિતાબ જોઇ ઇલાજ ન કરે બાકીની બીજી જે વાતો આરામ અને નસીહત

અને સલીકાની લખી છે તે સર્વે કરવા લાયક છે (૪૫) ફિરદૌસ આસેયા (૪૬) રાહતુલ કોલુબ (૪૭) ખુદાકી રહમત (૪૮) તવારીખે હબીબ એલાહ (૪૯) આ ત્રણે કિતાબો હજરત પેગમ્બર (સલ) ના હાલમા છે પણ એમા કોઇ કોઇ ઠેકાણે મોલુદ શરીફની મહેફીલ કરવાનુ અને તેમા ઉભા થવાનુ બયાન છે તેનો મસલો છઠ્ઠા ભાગમા આવી ગયો છે તે મસઅલાથી ખેલાફ કરે નહિ (૫૦) કસસુલ અમ્બેયા* (૫૧) અલકલામુલ મોબીન ફી આયાતે રહમતિલિલ આલમીન (૫૨) સિરરુસ્શહાદતૈન મુતરજમ (૫૩) અકસીરે હેદાયત (૫૪) હિકાયતુસ્સાલેહીન (૫૫) મકાસેદુસ્સાલેહીન (૫૬) મુનાજાતે મકબુલ (૫૭) ગિઝાએ રૂહ (૫૮) જેહાદે અકબર (૫૯) તોહફતુલ ઉશ્શાક (૬૦) ચશમએ રહમત (૬૧) ગુલઝારે ઇબ્રાહીમ (૬૨) નસીહત નામા (૬૩) બનજારા નામા (૬૪) આમાલે કુરઅની (૬૫) શેફાઉલ અલીલ (૬૬) ખૈરેમતીન તરજુમા હિસને હસીન (૬૭) ઇરશાદે મુરશેદ પણ એમા જે ઝિકર, શગલ લખ્યા છે તે પીરની રજા સિવાય ન કરે વઝીફાઓનો કંઇ ડર નથી (૬૮) તિબ્બે એહસાની (૬૯) મખઝનુલ મુફરદાત (૭૦) ઇનશાએ ખેરદ અફરોઝ (૭૧) કાગઝાતે કારખાનઇ બખને શન્દ્રિયા (૭૨) મપાદિલ હીસાબ (૭૩) મુરકકએ નિગાર ૧

* એમા ઘણા કિસ્સા ગલત અને જુઠા છે માટે આ કિતાબ ઉપર કોઇ મોહકકેક દીનદાર આલિમથી પઢયા સિવાય ભરોસો કરવો જોઇએ નહિ. બ

૧ આ બધી ઉર્દુ કિતાબોના નામ છે પણ એમાથી નીચે આપેલા નબર પ્રમાણેની કિતાબોનો ગુજરાતી ભાષામા તરજુમો થઇ ગયો છે ન (૩)-(૬)-(૭)-(૧૩)-(૧૪)-(૨૩) (૨૬) આ બધી કિતાબો ઉર્દુ તેમ ગુજરાતી નીચેના પત્તાથી મળશે

**મેનેજર કુતુબખાના કાદેરીયહ-રાંદેર**

## કેટલીક કિતાબોના નામ જેમના જોવાથી નુકસાન છે

દીવાન અને ગજલોની કિતાબો-ઇદરસભા-કિસ્સએ બદરે મોનીર-કિસ્સએ શાહેયમન દાસ્તાને અમીર હમઝા-ગુલબકાવલી-અલેફલૈલા-નકસે સુલેમાની-ફાલનામા-કિસ્સએ માહે રમઝાન-મોઅજેઝએ આલે નબી-ચહેલ રિસલા, જેમા તેટલીક કિતાબો તદન જુઠી છે વફાતનામા, જેમા કેટલીક રિવાયતો તદન બેઅસલ છે આરાયેશે મહેફીલ-જગનામા હઝરત અલી-જગનામા મોહમદ હનીફ-તફસીરે સુરએ યુસોફ, એમા એ કેટલીક કાચી રિવાયતો છે બીજુ આશેકી માશુકીની વાતો ઓરતોને સાભળવુ પઢવુ ઘણી નુકસાનની વાત છે.

હઝાર મસઅલા-હેરતુલ ફિકહ-ગુનદરતએ મેઅરાજ-નઅતહી નઅત-દીવાને લુતફ-આ ત્રણે કિતાબો અથવા જે એમના જેવી હોય નામમા તો હઝરત રસુલ (સલ) ની તારીફ છે પણ ઘણા ખરા મજમુન એમની અંદર શરીઅત વિરૂદ્ધ છે દોઆએ ગજુલ અરશ-અહદનામા આ બને કિતાબો અને ઘણી ખરી આવી કિતાબો એવી છે કે તેમની દુઆઓ તો સારી છે પણ શરૂઆતમા જે ઇસનાદો લખી છે અને તેમા રસુલ (સલ) ના નામથી જે ઘણા લાબા પહોળા સવાબ લખ્યા છે તે તદન કલ્પિત વાતો છે મિરઆતુલ ઓરૂસ-તબાતુન્નઅશ-મોહસનાત-અયામા, આ ચાર કિતાબો એવી છે કે એમા કોઇ ઠેકાણે તમીજ અને સલીકાની વાતો છે અને કેટલીક જગ્યાએ એવી વાતો છે કે જેથી દીન કમજોર થઇ જાય છે નાવેલની તરેહ તરેહની કિતાબો આ સર્વેની એવી ખરાબ અસર પડે છે કે ઝેરથી ખરાબ દરેક શહેરના પેપરો એમા પણ ઘણો વખત નકામો ખરાબ થાય છે અને કેટલાક મઝમુન નુકસાનના પણ હોય છે.

*બલકે મરદોમાટે પણ સખ્ત નુકસાનકારક છે માટે એનાથી બહુજ બચવુ જોઇએ. બ

## બીજો મઝમુન

આ મા બધા ભાગોને પઢવા પઢાવવાનો તરીકો અને કઇ કઇ વાતોનો તેના ખ્યાલ રાખે તે સૌનુ બ યાન છે પઢાવનાર મરદ હોય કે ઓરત એને પહેલા જોઈ લે અને એના મુજબ અમલ કરે તો પઢનારીઓ અને શીખનારીઓને ઘણો ફાયદો થશે

(૧) પહેલા ભાગમા ક, ખ, ગ ને ખુબ ઓળખાવે અને અક્ષરોને મેળવી પઢવાની ટેવ પાડવી જોઇએ અને ઓળખાણ થયા પછી બનતા સુધી બચ્ચાથીજ આગળ પઢાવવુ જોઇએ જરૂર વગર પોતે આશરો આપે નહિ

(૨) કિતાબ શરૂ કરતાજ બચ્ચાને કહો કે પોતાનો દરરોજનો સબક તખતી ઉપર લખ્યા કરે એવીજ રીતે કિતાબ પુરી થતા સુધી લખાવો એથી ખુબ લખતા આવડી જશે

(૩) પહેલા ભાગમા જે ગણત્રી લખી છે, તે એવી યાદ હોવી જોઇએ કે જોયા વગર લખી શકે

(૪) અકીદા અને મસઅલા ખુબ સમજાવીને પઢાવે અને ખુદ પઢનારીની જબાનથી કહેવાડી લે જેથી માલમ પડે કે તે સમજી ગઇ છે

(૫) જે જે દોઆઓ કિતાબમા આવી છે તે સર્વેને મોઢે સાભળે

( ૬ ) જ્યારે બળકથી નમાઝ પઢાવો તો તેને કહો કે થોડા દિવસો સુધી બધી સુરતો અને દોઆઓ જોરથી પઢે અને તમે બેસી સાભળ્યા કરો જ્યારે નમાઝ ખુબ યાદ થઈ જાય_ફરી કાયદા પ્રમાણે પઢયા કરે

(૭) જો પઢાવનાર મરદ હોય અથવા કોઇ મસઅલો બચ્ચાની સમજણથી વધુ હોય તો એવો મસઅલો છોડાવીદો અને કોઇ રગથી કે પેનસીલથી નિશાન કરીદો જ્યારે મોકો હશે ત્યારે એવા મસઅલા સમજાવી દેવાશે અથવા તે મરદ પોતાની ઓરતની મારફતે શરમની વાતો સમજાવી આપે.

(૮) ચોથા, પાચમા ભાગમા બારીક વાતો છે જો બચ્ચાની સમજમા ન આવે તો છઠ્ઠો કે સાતમો, આઠમો અથવા દશમો ભાગ પહેલા પઢાવો

(૯) પઢનારીને ખુબ તાકીદ કરો કે સમ કનો ખુબ મોતાલેઅ જોયા કરે અને પોતેજ મતલબ સમજીલે જેટલુ સમજી શકે અને સબક પઢી કેટલીકવાર પઢે અને પોતાના મનથી મત લબ બોલ્યા કરે એથી સમજાવવાની શકિત આવી જાય છે આમૂખતા (પાછલ જે પઢી ચુકયા તે)ને કોઇ કોઇ ઠેકાણેથી સાભળી લો જેથી યાદ રહે અને પઢનારીને તાકીદ કરો કે થોડા આમુખતાને મુકરર કરી રોજ પઢતી રહે અને બે ત્રણ છોકરીઓ સાથે પઢતી હોય તો તેમને કહો કે પોતપોતામા પૂછપાછ કરતી રહે

(૧૦) જે જે વાતો કિતાબમા પઢતી જાય જ્યારે પઢનારી ઉલટુ કરે કે તરતજ મનાઇ કરે * અને એવીજ રીતે કોઇ બીજો માણુસ બેનાફ કામ કરે અને નુકસાન ઉઠાવે તો પઢ નારીઓને બતાવવુ જોઇએ કે ફલાણાએ કિતાબથી ખેલાફ કર્યુ અને નુકસાન થયુ આવી રીતે સારી વાતોની ભલાઇ અને ખરાબ વાતોની બુરાઈ દિલમા ખુબ જામી જશે

---

* કેમકે ઇલ્મથી મતલબ અમલ છે તો જ્યારે અમલ ન કરે તો પઢવાથી શુ ફાયદો એટલાજ માટે બે અમલ આલિમને કુરઆન શરીફમા ગધેડો ફરમાવ્યો છે જેના ઉપર કિતાબો લાદવામા આવે અને એવા આલમાને ઘણો સખ્ત અઝાબ થશે જે પેતાના ઇલમ ઉપર અમલ કરતા નથી અને તેના લીધે બીજા જોનાર પણ બગડે છે તમે જેટલુ પઢો તેના ઉપર અમલ કરવાની ઘણી કોશીસ કરો એથી જનતમા ઘણી સારી સારી ચીજો મળશે અને સૈથી વધુ આ છે કે અલ્લાહ તઆલાની રજામદી હાસલ થશે જે સાત બાદશાહી શુ બલકે બેશુમાર બાદશાહતોથી પણ વધુ છે અ

## ત્રીજો મઝમુન.

આમા નેકીયોના ઘરેણાની તારીફમા તેજ શએરો છે જે આ કિતાબની પ્રસ્તાવનામા લખવામા આવી હતી એજ નેકીયો બેહેસ્તના ઘરેણા છે તો એ શએરોને આ કિતાબના નામથી તેમ મઝમુનથી તેમ મઝમુનથી લગાવ છે અને એથી નેકીયોની મહોબ્બત દિલમા વધુ થશે અને આ જુઠા ઘરેણાની લાલચ ઓછી થશે એનીજ લાલચે સાચા ઘરેણાને ભૂલાવી નાખ્યા છે જો કોઇએ પ્રસ્તાવનામા આ શેઅરો જોઇ ન હશે તો અહિ પઢી લેશે અને જો પહેલા જોઇ હશે તો અમનનો વધારે ખ્યાલ થશે એટલાજ માટે એમને ફરીથી અહી લખી છે અને કિતાબ એનાજ ઉપર સમાપ્ત છે અલ્લાહ પાક નેક રસ્તા ઉપર કાયમ રાખી હમારા સર્વેનો ખાતેમા બિલ ખૈર કરે તે શએરો આ છે

## અસલી ઘરેણુ

એક લડકીને યેહ પુછાઅપની અમ્મા જાનમે ❀ આપ ઝેવરકી કરે તારીફ મૂજ અજાનસે
કોનસે ઝેવરહે અચ્છે યેહ જતા દીજે મુઝે ❀ ઓર જો બદ ઝેમડે વોહ ભી બતાદીજે મુઝે
તાકે અચ્છે ઓર બુરેમે મુજકો ભીહો ઇમ્તેયાઝ ❀ ઓર મુજપર આપકી મહેનતસે ખુલ જાએ યેહરાઝ
યુ કહા માને મહોબ્બતમે કે અય બેટી મેરી ❀ ગોશે દિલસે બાત સુન લો ઝેવરોકી તુમ જરી
સીમો ઝરકે ઝેવરોકો લોગ કેહતેહે ભલા ❀ પર ન મેરી જાન હોના તુમ કભી ઉનપર ફિદા
સોને ચદીકી ચમક બસ દેખનેકી બાતહે ❀ ચાર દિનકી ચાદની ઓર ફિર અધેરી રાત હે
તુમકો લાઝેમ હે કરો મરગુબ એસે ઝેવરાત ❀ દીનો દુનિયાકી ભલાઇ જીસ્મે અયજા આયે હાથ
સરપે ઝુમર અકલકા રખના તુમ અય બેટી મુદામ ❀ ચલતે હે જીસકે જરીએસેહી સબ ઇનસા કે કામ
બાલીયા હો કાનમે અયજા ગોશે હોશકી ❀ ઓર નસીહત લાખ તેરે ઝુમખોમે હો ભરી
ઓર આવેઝે નમાએહ હો કે દિલ આવેઝહો ❀ ગર કરે ઉનપર અમલ તેરે નમીમે તેઝહો
કાનકે પતે દીયા કરતેહે કાનોકુ અઝાબ ❀ કાનમે રખો નસીહત હે જો અવરાકે કિતાબ
ઓર ઝેવર ગર ગલેકે કુચ્છ તુજે દરકારહો ❀ નેકીયા પ્યારી મેરી તેરે ગલેકા હાર હો
કુવ્વતે બાઝુકા હાસેલ તુજકો બાઝુબદહો ❀ કામયાબીસ સદા તુ ખુશ્રમો ખુરસદ હો
હે જો સબ બાઝુકે ઝેવર સબકે સબ બેકાર હે ❀ હિમ્મતે બાઝુકી અય બેટી મેરી દરકાર હે
હાથકે ઝેવરસે પ્યારી દસ્તકારી ખુબ હે ❀ દસ્તકારી વોહ હુન્નર હે સબકો જો મરગુબ હે
ક્યા કરોગી અય મેરીજા ઝેવરે ખલખાલ કો ❀ ફેકદેના ચાહીયે બેગી બસ ઇસ જ જાલકો
સબમે અચ્છા પાઉકા ઝેવર યેહ હે તુરે બસર ❀ તુમ રહો સાબેત કદમ હરવકત રાહે નેક પર
સીમો ઝરકા પાઉમે ઝેવર ન હોતો ડર નહીં ❀ રાસ્તીસે પાઉગર ફીસલે ન મેરીજાન કહી

**દશમો ભાગ પુરો થયો અને વધારો આગળ આવે છે**



# બેહેશ્તી ઝેવરનો વધારો.

### જેમાં કેટલીક મસઅલાની વાતો છે જે પછીથી યાદ આવી.

૧ **મસઅલો**–જ્યા હરામ ચીજ વધુ હોય ત્યા વગર પૂછે ખાવુ દુરસ્ત નથી અલબત જો પુછવાથી માલમ પડે આ ખાસ ચીજ હલાલની છે તે જો બતાવનાર નેક દીનદાર છે તો બેધડક તેના ઉપર અમલ દુરસ્ત છે અને જો તે માણસ બુરો હોય અથવા તેનો સાચ નકરા હોવાનો હાલ માલમ ન હોયતો તેનો હુકમ આ છે કે જો દિલ પણ સાક્ષી આપે કે આ માણસ સાચો છે તો અમલ દુરસ્ત છે અને જો દિલ સાક્ષી ન આપે તો અમલ દુરસ્ત નથી જેમકે કેરીઓના આવતા પહેલા કોઇએ ફસલ વેચી નાખી તેને તો તમે પઢી ચુક્યા છો કે હરામ છે તો જે ગામમા એનો વધુ રિવાજ હોય અને ફળના બાદ ઓછી વેચાતી હોયતો ત્યા આ મસઅલો ચાલશે જે અમે બયાન કર્યો તો જે કેરીનો હાલ માલમ પડી જાય કે આ ફળના પછી વેચાઇ છે તો તે દુરસ્ત છે અને પુછ્યા વિના ખાવુ દુરસ્ત નથી

૨ **મસઅલો**–બીમારીને બુરુ કહેવુ મના છે

૩ **મસઅલો**–જો કોઇ કાફેર ઓરત તમારી પાસે ખુશીથી મુસલમાન થવા આવે અને તેને મુસલમાન કરવામા કોઇ ઝઘડા ફસાદનો ડર ન હોય તો મુસલમાન બનાવી લો અને મુસલમાન બનાવવાની રીત આ છે કે તેનાથી પઢાવો **લાએલાહ ઇલ્લલ્લાહો મોહમદુર રસૂલુલ્લાહ** એટલે અલ્લાહના સિવાય કોઇ પુજાને લાયક નથી અને મોહમદ (સ૦) અલ્લાહના સાચા મોકલેલા છે અને સઘા પેગમ્બરોને સાચા જાણુ છુ તેમ ખુદાની સર્વે કિતાબોને સાચી જાણુ છુ અને ફરિસ્તાઓને તથા કેયામતને તથા તકદીરને માનુ છું મે મારા પહેલા ધર્મને છોડી દીધો અને મુસલમાનોના દીનને કબુલ કર્યો અને હુ પાચે વખતની નમાઝ પઢીશ અને રમઝાનના રોઝા રાખીશ અને જો માલમતા હશે તો ઝકાત આપીશ અને જો વધારે ખરચ હશે તો હજ્જ કરીશ અને અલ્લાહ, રસૂલના સર્વે હુકમો બજાવીશ અને જેટલી ચીજોથી અલ્લાહ અને રસૂલે મનાઇ કરી છે તે સઊથી દૂર રહીશ–એ અલ્લાહ! મને દીન ઇમાન ઉપર કાયમ રાખજે અને દીનના કામોમા મારી મદદ કરજે કરી જેટલા હાજર હોય સર્વે અલ્લાહથી દુઆ માગે કે એ અલ્લાહ એના ઇસ્લામને કબુલ કર અને અમને પણ ઇસ્લામ પર કાયમ રાખ અને ઇમાન પર ખાતમો કર

૪ **મસઅલો**–અમ તેમની વાતો લગાડી લડાવા નહી

૫ **મસઅલો** સાભળેલી વાતનો ભરોસો કરો નહીં

૬ **મસઅલો** કેટલીક ઓરતો એમ સમજે છે કે નપાક કપડુ ધોઇને જ્યા સુધી સુકાઇ નહિ પાક થતુ નથી અને એથી નમાઝ દુરસ્ત નથી આ તદન જુદી વાત છે કેટલીક ઓરતો આ મસઅલો ન જાણવાથી નમાઝો કઝા કરી નાખે છે અને ફરી વખત ગયો એટલે કાણ પઢે છે એવુ ન સમજો લીલાથી પણ નમાઝ દુરસ્ત છે

૭ **મસઅલો** કેટલીક ઓરતોનો એવો કાયદો છે કે જેને આઠમુ છોકરુ થાય તેને એક રેટી

---

અને જો પઢી પણ લીધી તો મજબુરી વગર અદા નમાઝને કઝા કરીને પઢી જે કબીરો ગુનો છે માટે એથી બચવુ ઘણુ જરૂરી છે અ

પાનો સદકો કરવો જોઇએ નહિતો મચ્છાપર ભય ભરેલુ છે આ તદન વાહીઆત અકીદો છે તોબાહ કરી જોઇએ

૮ મસઅલો-કેટલીક ઓરતો પિતલાને કોઇ જીન્નાત ભૂત સમજે છે અને એથી તે ઘરમા બહુ ખટપટ કરે છે એ મત્રા નકામા ખ્યાલ છે

૯ મસઅલો-જે કપડામાથી બાય અથવા માથાના વાળ કે ગરદન દેખાય તેથી નમાઝ થતી નથી *

૧૦ મસઅલો-જે ફકીર મહેનત મજુરી કરી શકતો હોય છતા તે ભીખ માગવાનો ધધો કરી લે તેને ભીખ આપવી દુરસ્ત નથી

૧૧ મસઅલો-જો રેલ્વેના સફરમા પાણી ન મળે તો તયમ્મુમ કરી નમાઝ પઢો નમાઝ કઝા કરો નહિ

૧૨ મસઅલો-કેટલીક ઓરતો ગરીબ મજુરોથી પરદો કરતી નથી બહુ મોટો ગુનો છે

૧૩ મસઅલો-પારકી ચીજ ગમે તેવી હલકી કીંમતની કેમ ન હોય પણ માલિકની રજા સિવાય વાપરો નહિ અને જ્યારે વાપરો તો તેને પડતી મૂકી ઉઠો નહિ જેની હોય તેને સોપી દો કે જુવો બેન આ તમારી કાતર કે સોય મૂકી છે

૧૪ મસઅલો-રેલ્વેની સ્વારીમા ભાડાનો, મહેસુનનો અને સામાન લઇ જવાનો કાયદો રેલ્વેવાળાઓ તરફથી મુકરર છે તેથી ઉલટુ કરવુ અથવા ધોકો આપવો અથવા ખરી વાતને સતાડવી દુરસ્ત નથી જેમકે ત્યા આ કાયદો છે કે જે મુસાફર સૌથી સસ્તા દરજામા સફર કરે જેને થર્ડ કલાસ કહે છે તેને નસ્તાનુ ખાણુ, બિસ્તરો અને એ સિવાય ત્રીશ શેર વજનનો સામાન લઇ જવાની છુટ છે એનુ મહેસુલ નથી માત્ર પોતાનુજ ભાડુ હોય છે અને જો થોડુ પણ એથી વધી જાય તો તેને રેલ્વે ઉપર જોખાવી જેટલા મહેસુલનો ત્યા કાયદો હોય આપવુ જોઇએ તો હવે જે માણસ બત્રીશ શેર અથવા ચોત્રીશ શેર સામાન જોખાવ્યા સિવાય સાથે લઇ જાય જો કે રેલ્વે વાળા તેને ન ટોકે પણ ખુદાની નજીક ગુનેહગાર થશે અને કેટલાક એમ કરે છે કે સામાન જોખવાથી દેઢ મણ થયો માસ્તરે કહ્યું કે એક મણ લખી આપુ છુ મને આટલી લાચ આપો એમા બે ગુના થશે એક તો સામાન વધારે લઇ જવો અને મહેસુન ઓછુ આપવુ બીજુ લાચ આપવી એજ પ્રમાણે ત્યાં કાયદો છે કે જે બચ્ચુ ત્રણ વર્ષથી નાનુ હોય તેની ટીકીટ નથી અને જે ત્રણ વરસનુ હોય તેની અડધી ટીકીટ છે અને ફરી બાર વરસ સુધી અડધી ટીકીટ છે જ્યારે બાર વરસ પુરા થાય તો આખી ટીકીટ છે તો જો કોઇની પાસે ત્રણ વરસનુ બચ્ચુ હોય અને તેની ટીકીટ લીધા સિવાય લઈ જાય અથવા ત્રણ વરસથી નાનુ બતાવે તો તેને ગુનો થશે એવીજ રીતે જો બાર વરસના બચ્ચાને નાનો બતાવી અડધી ટીકીટમા લઇ જવા ઇચ્છે તેને પણ ગુનો થશે અને આ બધી હાલતોમા કેયામતના દિવસે રૂપિયા પેસાને બદલે નેકીઓ આપવી પડશે અથવા તો રેલ્વે વાળાઓના ગુના એના ઉપર લાદવામા આવશે

૧૫ મસઅલો-આજકાલ જે અગ્રેજી બહુ ભણે છે અને તેમા કેટલીક વાતો એવી લખી છે જે દીન ઇમાનથી તદન વિરૂદ્ધ છે અને તે ભણનારને દીનનો ઇલમ હોતો નથી એથી બવા છોકરા એવા થઇ જાય છે કે તેમના દિલોમા ઇમાન રહેતુ નથી તેમ મ્હોથી પણ એવી વાતો કહી નાખે છે કે જેથી ઇમાન જતુ રહે છે જો એવા છોકરાઓથી કોઇ મુસલમાન

---

* કપડા પહેરવાનો હેતુ શરીરને સતાડવુ છે જ્યારે શરીર દેખાતુ રહે તો એવા કપડા પહેરવાથી શુ ફાયદો થયો એવુ કપડુ પહેરવુ ઘણી બેશરમીની વાત છે અને ગુનો છે અ

છોકરીની શાદી થઇ તો શરઅથી તે નિકાહ થનોજ નથી જયારે નિકાહ થયા નહિ તો જીદગી સુધી બુરૂ કામ થાય છે * તો તેનો વબાલ મા બાપ ઉપર દુનિયામા પણ પડશે અને આ ખેરતમા પણ અઝાબનો ઘણો ખોફ છે એટવા માટે જરૂરી છે કે પોતાની દીકરીની શાદી કરતી વખતે જેવી રીતે જમાઇની નાન જાત, ઘરબારની તપાસ કરો છો એથી પણુ વધુ આ વાતની તપસ કરીને કે તે દીનદાર પણ છે કે નહિ જો દીનદારી માલમ ન પડે તો કદી પણ દીકરી ન આપે બે દીન અમીરથી ગરીબ દીનદાર હજાર દરજ્જા બેહતર છે * અને એક વાત આ પણ જોઇ છે કે જે માણુસ દીનદાર હોતો નથી તે ઓરતનો પણ હક સમજતો નથી અને તેની ખાહીશ પણ રાખતો નથી બનકે કોઇ કોઇ ઠેકાણુ તો કોડી કોડીથી તરસાવે છે ફરી જયારે ચેન (આરામ) ન મળે તો એવા અમીરીના નામને લઇશુ ચાટશે

૧૬ **મસઅલો** આ જે મશહુર છે કે કુતુબ તારા તરફ પગ ન કરે એ તદન ખોટી વાત છે શરીઅતમા એ તારાનો કઇ પણ અદબ નથી

૧૭ **મસઅલો.** એવીજ રીતે આજે મશહુર છે કે રાત્રે ઝાડ સુઇ જાય છે એ પણુ તદન ગલત વાત છે

૧૮ **મસઅલો** એવીજ રીતે આજે મશહુર છે કે ખાટલા ઉપર નમાઝ પઢનાથી વાદરો થઇ જાય છે તદન વાહીયાત છે જો ખાટલો ખૂબ ખેંચેલો હોય તો તેના ઉપર નમાઝ દુરૂસ્ત છે જો તે નાપાક હોય તો તેના ઉપર પાક કપડુ પાથરી લે પણુ જરૂર વગર તેના ઉપર નમાઝ પઢવાથી નકામો શોર થાય છે

૧૯ **મસઅલો** એજ પ્રમાણે આ મશહુર છે કે આગલી ઉમ્મતોના કેટલાક લોકો વાદરા થઇ ગયા હતા અને હાલના વાંદરા તેમનીજ નસલથી છે એ પણુ ખોટી વાત છે હદીસ શરીફમા આવ્યુ છે કે તે બધા વાદરા મરી ગયા હતા એમ નથી કે વાંદરા તેમનાથીજ શરૂ થયા છે

૨૦ **મસઅલો** કુરઆન મજીદમા જે ગલતી નીકળે તરતજ તેને સુધારી લો નહિ તો ફરી યાદ ન રહેવાથી હમેશ ગલત પઢયા કરશો જેથી ગુનેગાર થશો

૨૧ **મસઅલો.** આ જે દસ્તુર છે કે કુરઆન મજીદ કોઇના હાથથી પડી જાય તો તેના બરાબર અનાજ તોળી આપી દે છે આ કઇ શરીઅતનો હુકમ નથી ઘણુ કરી આગલા બુજરૂગોએ તબીહ માટે આ કાયદો મુકરર કર્યો હશે, જેથી આગળ વધારે ધ્યાન રહે ખરેખર આ ઘણી સારી મસલેહત છે પણુ કુરઆન મજીદને જરૂર વગર તરાજુના પલ્લામા મૂકવુ એ પણુ અદબથી ખેલાફ છે માટે જો અનાજ આપે તો એમજ જેટલી કીમ્મત હોય આપી દે કુરઆન મજીદને તોળે નહિ

૨૨ **મસઅલો**–કેટલીક ઓરતો એમ કરે છે કે ગાડીમા બેસતી વખતે કહે છે કે એકજ સવારી છે અને બે બે બેસી જાય છે, આ ધોકો અને હરામ છે હા, ગાડીવાળાને કહી દે જો તે ખુશીથી બેસાડી લે તો કઇ વાંધો નથી નહિ તો તેમના ઉપર જબજસ્તી કરે નહિ

૨૩ **મસઅલો**–ઘણી ખરી સ્ત્રીઓ એક પેટી સાથે લઇ ફરતી રહે છે તે પેટીમા જાત જાતના નકશા અને ફોટુઓ બનેલા હોય છે અને પેટીના ઉપર જોવા માટે આયના (કાચ) લાગેલા હોય છે પૈસો બે પૈસા લઇ દેખાડે છે તો જે પેટીમા જાનદાર ચીજનો એક પણુ ફોટુ હોય તેનુ જોવુ મના છે એવીજ રીતે કેટલાક છોકરાઓ ફોટુવાળા નકશા ખરીદ કરી રાત્રે ફાનુસ સામે મૂકી તે ફોટુઓને દેખાડે છે તે પણુ મના છે એવીજ રીતે કેટલાક લોકો ઘરોમા એવા વાજા લાવી સર્વેને સંભળાવે છે કે જેમાં

દરેક ચીજનો અવાજ નીકળે છે તો યાદ રાખો કે જે અવાજનુ સાભળવુ એમજ મના છે તે વાજામા પણ મના છે જેમકે ગાવુ, નાચવુ અને કેટલાક લોકો કુરઆન મજીદના પઢવાને તેમા ઉતારે છે તો કુરઆન મજીદનુ સાભળવુ તો ઘણી સારી વાત છે પણ તેમા ઉતારવાનો મતલબ માત્ર ગમત અને તમાશો હોય છે માટે એ પણ મના છે છોકરીઓ અને ઓરતોને એવી વાતોનો હુકમ ન કરવો જોઇએ

૨૪ **મસઅલો**,-કેટલાક માણસો એમ કરે છે કે ખોટો રૂપિઓ જ્યારે તેની પાસે ચાલતો નથી તો ધોકો દઇ બીજાને આપી દે છે અથવા રાત્રે તેને એવીજ રીતે ચલાવી લે છે આ બહુ મોટો ગુનો છે આ રૂપિઓ જેણે તમને આપ્યો છે, તેનેજ આપીદો તેને કહીને આપો અથવા કોઇ પણ પ્રકારે આપીદો બધુ જાએઝ છે પણ આ તેજ વખત દુરૂસ્ત છે કે જ્યારે સારી પઠણ માલમ હોય કે ફલાણાની પાસેથીજ આવ્યો છે જો સહેજ પણ શક હોય તો દુરૂસ્ત નથી અને જો બીજા કોઇને કહીને આપો અને તે ખુશીથી લઇલે તો પણ દુરૂસ્ત છે

૨૫ **મસઅલો**-જે મસઅલો સારી રીતે યાદ ન હોય કદિ પણ કોઇને બતાવો નહિ

૨૬ **મસઅલો**-કોઇ વખત એક માણસ આખો બધ કરી પડયો રહે છે અને બે માણસો તેને ઉંઘી ગયેલો સમજી કોઇ છુપી વાત કરવા લાગે છે પણ જો તેમને એમ જણાઇ જાય કે એ માણસ જાગતો છે તો તે વાત કદી કરત નહિ એવા વખતે તે સુતેલા માણસને વાજેબ છે કે બોલી પડે અને તેમની વાતો છુપીથી સાભળે નહિ નહી તો ગુનો થશે

૨૭ **મસઅલો**-કેટલીક ઘરડી ઓરતો બલકે કેટલીક જવાન ઓરતોની પણ ટેવ હોય છે કે મનમા માને છે કે જો મારી ફલાણી મુરાદ પુરી થઇ જશે તો મસજીદમા જઇ સલામ કરીશ અથવા મસજીદની તાખ ભરીશ ફરી મસજીદમા જઇ પોતાની મન્નત પુરી કરે છે તો યાદ રાખો કે ઓરતોને મસજીદમા જવુ સારૂ નથી જવાન હોય કે ડોશી હોય કઈ પણ બે પરદગી જરૂર થાય છે અલ્લાહ તઆલાનુ સલામ આજ છે કે કઇ નફલો પઢોલો દિલથી જબાનથી શુક્ર અદા કરીલો તો એ ઘરમા પણ થઇ શકે છે અને તાખ ભરવુ પણ આજ છે કે જે કઇ મકદુર હોય ગરીબોને વહેચી દો તો આ પણ ઘરમા થઇ શકે છે

૨૮ **મસઅલો**-નોટને વધુ કે ઓછી કીમતે વેચવી દુરૂસ્ત નથી જેમકે પાચ રૂપીઆની નોટને પોણા પાચમા કે સવા પાચમા વેચવી દુરૂસ્ત નથી અને ખેર ઓછામા તો લાચારી પણ છે જોકે ગુનો થશે પણ વધારેમા વેચવાની અથવા ઓછામા ખરીદવાની લાચારી પણ નથી તો એ બહુ બુરૂ અને વધુ ગુનો છે

૨૯ **મસઅલો**-કોઇનો કાગળ તેની રજા સિવાય વાચવો દુરૂસ્ત નથી

૩૦ **મસઅલો**-કાગસીમા જે વાળ નીકળે તેમને એમજ ફેકી દો નહિ તેમજ દીવાલમા પણ મુકો નહિ કે નામહરમ લોક તેને જુવે એ વાળોનો પણ પરદો છે બલકે લાકડી વગેરેથી થોડી જમીન ખોદી તેમા દાબી દો

૩૧ **મસઅલો**-જે વાતનુ જબાનથી બોલવુ ગુનો છે તેને કાગળમા લખવુ પણ ગુનો છે જેમકે કોઇની ગીબત શીકાયત, પોતાની મોટાઇ વગેરે

૩૨ **મસઅલો**-તારની ખબરમા કેટલીક તરેહના શક છે જેથી યાદ વગેરેની ખબરમા તારનો એતબાર નથી

૩૩ **મસઅલો**-પ્લેગની જગ્યાથી બીજા શહેરમા એમ સમજી જતા રહેવુ કે હમો નાસી જવાથી બચી જશુ મના છે. અને જે સબબ

* અને મરદો તથા છોકરાઓને પણ એવો હુકમ જારી છે

કરી તેજ જગ્યા પર રહે તેને શહાદતનો મર તબો મળે છે

૩૪ **મસઅલો**-કેટલીક ઓરતોની ટેવ હોય છે કે કોઇ છોકરાને કે નોકરાણીને કહી દીધુ કે મસજીદમા જઈ ત્યાનાજ લોટામા પાણી લઇ નમાઝીઓથી દમ કરાવી લઇ આવજે ફલાણા બીમારને પીવાડીશુ અથવા કુરઆન શરીફ ખતમ થયા બાદ દમ કરાવી બરકતને માટે લેતા આવજો યાદ રાખો કે મસજીદનો લોટો પોતાના કામમા લાવવો મના છે પોતાના ઘેરથી કોઇ વાસણ આપવુ જોઇએ

૩૫ **મસઅલો**-જાહેલોમા મશહુર છે કે એક હાથમા પાણી અને બીજા હાથમા આગ લઇ ચાલવુ મનહુસ છે અથવા એમ મશહુર છે કે ધણી ધણીઆણી એક વાસણમા દુધ ન ખાય નહિ તો ભાઇ બેન થઇ જશે અથવા એમ મશહુર છે કે મુરીદણુ સાથે નિકાહ દુરસ્ત નથી અથવા એમ મશહુર છે કે કાતર વગાડો નહિ આપસમા લડાઇ થશે અથવા બે માણસોની વચ્ચેથી આગ લઇ નીકળો નહિ નહીં તો તે બનેમા લડાઇ થશે અથવા ઘરમા ચનોડીઓ રહેવા દો નહિ નહીં તો ઘરમા લડાઇ થશે અથવા બે આદમી એક કગાઈ ( કાંસકી ) કરે નહિ નહી તો બનેમા લડાઇ થઇ જશે અથવા દિવસે કહાણીઓ કહો નહી નહિ તો મુસાફર રસ્તો ભૂલી જશે આ બધી વાતો વાહીયાત બે અસલ છે એવો અકીદો રાખવો સખત ગુનો છે

૩૬ **મસઅલો**-કોઇને હરામજાદી કે કુતરીની જણેલી કે સુવ્વરની બચ્ચી અથવા બીજી કોઇ એવી વાત કહો નહિ જેથી તેના માબાપને ગાળ પડે તે બીચારાઓએ તમારો શુ વાંક કર્યો છે અને કસુરવાળાને પણ તેના કસુરથી વધારે બુરૂ કહો નહિ

૩૭ **મસઅલો** જરૂર વગર એમજ તમાખુ ખાવી અથવા હુકકો પીવો મકરૂહ છે અને જો કોઇ લાચારી હોય તો કઇ ડર નથી પણ નમાઝના વખતે ખુબ મોઢુ સાફ કરી લે મીસ્વાક (દાતણ)થી અથવા ધાણા ચાવી અથવા જેવી રીતે થઇ શકે જો નમાઝમા મ્હોઢાની અંદર દુર્ગંધ રહે તો તેથી ફિરસ્તાઓને ઇજા પહોચે છે * એટલા માટે મના છે

૩૮ **મસઅલો** અફીણ જો ઇલાજ માટે કોઇ બીજી દવામા એટલી મેળવી ખાવામા આવે જેથી તદન નિશા આવે નહિતો દુરૂસ્ત છે અને જો નિશા હોય તો દુરૂસ્ત નથી જેમકે કેટલીક ઓરતો બચ્ચાઓને ખવાડી દે છે કે નિશામા પડયો રહે રડે નહિ એ દુરૂસ્ત નથી

૩૯ **મસઅલો** કેટલીક ઓરતો કુરઆન મજીદ પઢવામા જો તેમના ધણીનુ નામ આવી જાય તો તેને છોડી દે છે ધીમેથી પઢી લે છે એ વાહીયાત છે કુરઆન મજીદ પઢવામા શરમ શુ છે

૪૦ **મસઅલો** શાણી છોકરીને જવાન મરદથી કુરઆન શરીફ કે કિતાબ પઢાવવી ન જોઇએ

૪૧ **મસઅલો** લખેલા કાગળનો અદબ જરૂરી છે એમજ ફેકી દેવો ન જોઇએ જે કાગળ રદી થઈ જાય અથવા ગાલીને ત્યાથી પડીકા બધાઇને આવે ફરી તેને ખાલી કરી લીધા પછી તેવા લખેલા કાગળોને કોઈ ઠેકાણે સભાળીને મુકી દો અથવા આગમા બાળી દો, એવીજ રીતે જે લખેલો કાગળ રસ્તામા પડયો હોય અને કોઇના કામનો ન હોય તેને પણ ઉઠાવી રાખી લો અથવા બાળી દો

૪૨ **મસઅલો** દસ્તરખાનમા જે રોટીના ટુકડા રહી જાય છે તેમને એવી તેવી જગ્યાએ ફેકો નહિ બલકે એક બાજુએ જયા પગની નીચે આવે નહિ ત્યા નાખો

---

*તેમજ વાતચીત કરનારાઓને પણ એવા માણસથી તકલીફ થાય છે અ૦

૪૩ **મસઅલો** જો કોઇ કાગળ લખતુ હોય તો તેની સાથે મળી બેસી જઇ તેનો કાગળ વાચવો મના છે,

૪૪ **મસઅલો** જો કોઇના નીચેના અડધા ધડમા જખમ કે ફોલ્લા હોય અને પાણી પહોં ચવથી નુકસાન હોય અને તેને નહાવાની જરૂર હોય અને નહાવામા તેને બચાવી શકતી નહોય તો તેને તયમ્મુમ કરવુ દુરૂસ્ત છે,

૪૫ **મસઅલો** જાહેલોમા મશહુર છે કે તસબીહ ફેરવી આ તરફ સીધી છે અને તે તરફથી ઉલટી છે એ બધુ વાહીયાત છે અસલ મતલબ ગણત્રી છે જે બાજુથી ચાહો ફેરવો

૪૬ **મસઅલો** દરૂદ શરીફ બે વોઝુ પઢવુ દુરૂસ્ત છે *

૪૭ **મસઅલો** છોકરાઓના નાક કાન છીદવવા મના છે

૪૮ **મસઅલો** બુરૂ નામ રાખવુ મના છે સારૂ નામ રાખે યા તો નબીયોના નામપર નામ રાખે અથવા અલ્લાહના નામોમાથી કોઇ નામપર અબ્દનો શબ્દ વધારી દે જેમકે અબ્દુર રહમાન, અબ્દુલ બારી, અબ્દુલ કુદુસ, અબ્દુલ ફત્તાહ અથવા બીજુ કોઇ નામ કોઇ આલિમથી રખાવે

૪૯ **મસઅલો** જાહેલ ઓરતોમા મશહુર છે કે નમાઝ પઢી મુસલ્લાને વાળી દો નહિ તો શેતાન તે ઉપર નમાઝ પઢે છે એ વાત તદન ગલત છે

૫૦ **મસઅલો** જાહેલો સમજે છે કે જો ઓરત સુવાવડમા મરી જાય તો તે ડાકણુ થાય છે એ તદન ખોટો અકીદો છે બલકે હદીસ શ મા આવ્યુ છે કે એવી ઓરત શહીદ હોય છે

૫૧ **મસઅલો** જાહેલો કહે છે કે ઓરત મરી જાય તો તેનો ધણી જનાઝાના પાયાને પણ ન પકડે એ તદન ગલત છે બલકે જો તે મ્હોં પણ જોઇ લે તો કઇ વાધો નથી

૫૨ **મસઅલો** જો ઓરત મરી જાય અને તેના પેટમા બચ્ચુ જીવતુ માલમ પડે તો તેનુ પેટ ચીરી કાઢીલેવુ જોઇએ એક ઠેકાણે લોકોએ એવી નાદાની કરી કે તે ઓરતને નવાડતી વખતે બચ્ચુ પેદા થવાની નિશાનીઓ જણાઈ તો ઓરતોએ કહ્યુ જલદી કરો કોણ જાણે શુ થઇ જશે મતલબ તેને જલદી જલદી કફનાવી લઈ ગયા જયારે કબરમા મૂકી ત્યારે કફનમા બચ્ચુ પડવાની હરકત માલમ પડી અફસોસ કે કોઇએ કફન ખોલીને પણ ન જોયુ તરતજ કબરપર તખતા મૂકી માટી નાખી દીધી અફસોસ છે ઓરતોમા તેમજ મરદોમા પણ કેવી જહાલત આવી ગઇ આ બધી ખરાબી દીનનો ઇલ્મ ન હોવાની છે

૫૩ **મસઅલો** જાહેલોમા આ મશહુર છે કે જો ધણી નામરદ હોય તો તેની સાથે નિકાહ દુરૂસ્ત થતાજ નથી અને ઓરત તેનાથી પરદો કરે એ તદન ગલત વાત છે

૫૪ **મસઅલો** કુરાન ખોલવી નામ કાઢવુ ન જોઇએ લોટાપર હોય અથવા સપાટપર કે બીજી કોઈ ચીજ પર સખત ગુનો છે

૫૫ **મસઅલો** ઓરતોમા અસ્સલામે અલૈકુમ કહેવાનો અને મુસાફો (મુલાકાત કરવાનો રિવાજ નથી અને બને સવાબની વાત છે. એમને ફેલાવવી જોઇએ.

*એવીજ રીતે બીજા ઝીકરો અને કુરઆન મજીદ મોઢે પઢવુ પણ બે વોઝુ જાએઝ છે જો કે બેહતર નથી અને જયારે ગુસલની હાજત હોય ત્યારે કુરઆન શ સિવાય બીજા બધા ઝીકરો, દરૂદ શરીફ, કલેમો વગેરે પઢવુ જાએઝ છે જો કે બેહતર નથી અને એ હાલતમા કુરઆન મજીદ પઢવુ મના છે અને હરામ છે. અ.